# હૃદય વાટિકા.

યોજક અને પ્રકાશક

ખ્રીસ્ત અનુયાયી,

**ઇબ્રાહીમ રણછોડભાઇ**

મુ. ડુમરાલ

આવૃત્તિ ૧ લી.　　　　પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૯.　　　　ઈ. સ. ૧૯૨૨.

કીંમત ૦-[illegible]૬.

# હૃદય વાટિકા.

યોજક અને પ્રકાશક,

ખ્રીસ્તાનુયાયી.

ઇબ્રાહીમ રણછોડભાઇ

ડુમરાલ.


પ્રથમ આવૃત્તિ ( પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૮ ઈ૦ સ૦ ૧૯૨૨

શ્રી શારદા વિજય પ્રીંટીંગ પ્રેસમાં શા હરજીવનદાસ અમરશી એ
છાપી સાંથપીપળી—નડીઆદ.


કીંમત. ૦—૩—૬

આ પુસ્તક મળવાનું ઠેકાણું.
તા. નડીઆદ મુ ડુમરાલ.
એક રૂપીઆની નકલો. ૫
ઈબ્રાહીમ રણછોડભાઈ

# પ્રસ્તાવના.

હૃદય વાટિકાની પ્રસ્તાવના કરતાં 'સુબોધ રત્નમાળા' 'મનોહર કાવ્યમાળા' 'ઉડાઉ દીકરાનું આખ્યાન' હું ભૂલવા માગતો નથી એ પ્રતો ખપી જવાથી અને હજુ માગણીઓ થવાથી મને આ હૃદય વાટિકા કાઢવાની જરૂર જણાઈ.

કવિ પ્રેમાનંદ જેવા સિદ્ધ કવિ પણ પોતાને કવિ કહેવડાવવા ચહાતા નહિ. પ્રયોજન એજ કે, તેઓ પોતાને કવિ તુલ્ય લેખાય એવા માનતા ન હતા. તો હું કોણ માત્ર કે એવો હક ધરાવું. અને વળી એવો હક ધરાવવા હું ગાયનોની ચોપડીઓ રચી બહાર પાડવા ઇચ્છતો નથી. મારૂ પ્રયોજન એછે કેઃ-

મેં વિચાર્યું કે હું એક ઉપદેશક તરીકે ખ્રીસ્ત ઇસુની સેવામાં કેવી રીતે સેવા કરૂં કે ઘણા સમુહ મારી મારફતે ખ્રીસ્તની સુવાર્તા સાંભળી શકે.

પારણામાં રડતું બાળક શાથી એકદમ શાંત થઇ જાય છે! સુસવાટ કરતો ચાલ્યો જતો સર્પ શાથી એકદમ થોભી ફેણ માંડીને બીક વગર ડોલે છે! હરણી ગાયો અને પ્રાણીમાત્ર શા કારણથી મોહક બની જઇ, પોતાના કાનો માંડી સ્તબ્ધ થઈ જાય છે? અને રસ્તે અગત્યના કામસર ચાલ્યા જતા મનુષ્યો ઘડીભર કામ વિસારી મુકી ઠઠબંધાય છે! અરે!! હે વાચક, મનુષ્યો રણવાસમાં પોતાનો દેહ, હોમતાં ગાંડાતુર બનીજાય છે! એકીસ્વરથી સૌ કોઇ કહી શકશે કે તે [ રાગ ] નીજ બલિહારી છે.

ત્યારે ખ્રીસ્ત ઇસુની સેવામાં મને આ એક સાહિત્ય હાથ લાગ્યું. લોકોમાં પ્રિય ગણાતા રાગો અને એકાંતમાં કે ચાલતાં કે કામ કરતાં અગર ઘણાઓમાં પણ પ્રિય થઇ પડતા રાહો લઇ આ હ્રદયવાટિકા નામે નાનું પુસ્તક રચી તૈયાર કર્યું છે તેમાં રાહોને જેટલે દરજ્જે ઉચ પદ્વિ આપી છે. તેટલેજ બલ્કે તે કરતાં વધુ દરજ્જે ઇશ્વરી જ્ઞાનને મૂકયુ છે એટલે મારો સુજ્ઞ વિચાર પાર પડે વળી આ હ્રદયવાટિકા ગામડાઓમાં જે ટોળીઓ છે, તેને ઘણીજ ઉપયોગી થઇ પડે. તથા અભણ લોકો સમજે એ હેતુથી બની શકે એટલી સાદી ભાષા કરી સરળ કરવા પ્રયત્ન કર્યો છે, તેમજ ગીતો, અનુભવ તથા શાસ્ત્ર ઉપરથી લીધાં છે. મારી આશા છે કે આથી મારો સુજ્ઞ વિચાર પાર પડે એવી મારી ઇશ્વર પ્રત્યે દીન પ્રાર્થના છે. આમેન

હ્રદયવાટિકા છપાવવાના કાર્યમા મદદ કરી ઉતેજ આપનાર રેવ. મુસા ડાહ્યાભાઇ નડીઆદ, તથા કારભારી ખુશાલ ભાઇ મીઠાભાઇ અમદાવાદ, તેમજ કા. જેઠાભાઇ ભાણાભાઈ ડુમરાલ, તથા કે૦ વી૦ અમદાવાદ, આ વહાલા ભાઇઓ તરફથી જે ગુપ્ત રકમ મારી પાસે આવી તે વડે હ્રદયવાટિકાની કિમ્મતમાં અર્ધો આનાનો ઘટાડો થઇ ( ૬૦૦ ) પ્રતોના ગ્રાહકોને લાભ પમાડયો છે. માટે એવા ઉદાર દીલના ભાઈઓનો ઉપકાર માનવાનું અત્રે હું ભુલતો નથી.

વળી હૃદયવાટિકાની ચોપડી બહાર પડી નથી, તે પહેલાં અગાઉથી આશ્રય આપનાર ગ્રાહક બંધુઓએ પોતાનાં નામ મોકલી જથાબંધ નકલો ખરીદી દાસને ઉત્તેજન આપતાં પ્રસિદ્ધ કરવાનો શુભ પ્રસંગ આવ્યો છે. તે ઉપકાર માનવાનું હું કદી ભુલીશ નહિ.

અકટોબર તા. ૨-૧૯૨૨ } લી. દાસાનુદાસ
ઇબ્રાહીમ રણછોડભાઇ

---

## ગીતોનું સાંકળિયું.

---

ગીતના પહેલા શબ્દોનો અનુક્રમ.

ગીતના પહેલા શબ્દોનો અનુક્રમ.

ગીતના પહેલા શબ્દોને અનુ ક્રમ

ગીતના પહેલા શબ્દોનો અનુક્રમ

# હૃદય વાટિકા.

## ( ૧ ) ઈશ્વર આરાધના.

( રાહ–પ્રાણના પતિ )

૧ પાય પ્રભુ પડું ( ૨ ) નિત પ્રાર્થના કરૂં;
આપની કૃપાનું બળ, પામવા ઘણું ... ટેક
૨ સાંય મારી કરો ( ૨ ) અબળકું ઘણો;
યાચના કરૂછું એજ. દાસ તમ તણો ... પાય
૩ કરૂણા કરો ( ૨ ) અલ્પ–મતિ હરો;
ખ્રીસ્તના ગુણો ગાવાને, જ્ઞાનથી ભરો ... પાય
૪ હૃદય રૂપી ઝરો, ( ૨ ) સુવાસથી ભરો;
વિમળ શુદ્ધ વાણી, મારા મુખની કરો ... પાય
૫ દાસનો પોકાર ( ૨ ) ઉરમાં ધરો;
પ્રયાસ મુજનો, સફળ પ્રભુ કરો ... પાય

---

## ( ૨ જગતની ઉત્પતિ.

( રાહ–મારી હુંડી સ્વીકારો મહારાજરે

કહું સૃષ્ટિ સૃજયાતણી વાતરે, સાંભળો જગ વાશી;
રૂડી રચના રચે દીનોનાથરે, જોઈશું તપાશી. .... ટેક.

---

કૌંસમાં બનાવેલો બગડો બે વાર બોલવાનું દેખાડે છે.

સાખી-૧

પહેલું અજવાળું કર્યું, અંધારૂ કર્યું દુર;
દહાડો રાત તેને કહ્યાં, કેવો કર્તા હિશે ચતુરરે.

સાખી-૨ સાંભળો.

પાણી વચ્ચે અંતરિક્ષ કીધું તેણ ખાસ;
પાણીને પાણીથી જુદાં કરી, કહ્યું અંતરિક્ષને આકાસરે

સાખી-૩ સાંભળો.

પાણી હઠાવીને ભૂમિ કરી, પૃથ્વી પાડયું નામ;
સમુદ્રો ઘાસ વનસ્પતિ, એતો ત્રીજા દિવસનું કામરે

સાખી-૪ સાંભળો.

દિવસ વર્ષો ઠરાવવા, જ્યોતિઓ કરી તૈયાર;
સુરજ ચંદ્રને તારાઓ તેની કળાનો પામુ ન પારરે

સાખી-૫ સાંભળો.

જીવ જંતુ ઉત્પન્ન કરી, સમુદ્રો ભરપુર થાય;
પૃથ્વી ઉપર પક્ષીઓ, ઉડી અંતરિક્ષમાં ઉંચે જાયરે

સાખી-૬ સાંભળો..

ગ્રામ પશુ વનનાં પશુ, શબ્દથી બન્યાં તે વાર;
પોતાસ્વરૂપી માણુસકરી, આપ્યો અમલતણો અધિકારરે

સાખી-૭ સાંભળો

કામ સર્વે પુરૂ કરી, સ્વસ્થ રહ્યા આવાર;
આશીર્વાદ તેને દેઇ, પાળ્યો પવિત્ર શાબ્બાથવારરે સાંભળો

## (૩) પાપનો પ્રવેશને ઉધ્ધારક

(રાહ-ઓમોબત મશીહ)

પ્રભુ દેવે બનાવી ફુડી, એદન વાડી;
એદન વાડી શોભે સુંદર સારી પ્રભુ ટેક

સાખી-૧

ભૂમિએ ઉગાવ્યાં, વિધવિધ જાઝાંવૃક્ષ;
પ્રથમ પાપ અહિંથયું, દેશો તેપર લક્ષ.
ભલું ભુંડું જાણવાનું, વૃક્ષ વચ્ચે થયું;
મનોહર બાગ તણી શોભા સારી;
શોભા સારી, ઝુકી રહીછે ઝાડી પ્રભુ

સાખી-૨

પાણી પાવા કારણે, નદીઓ તેમાં ચાર
એદન વાડી ખેડવા, આદમ રહે આધાર;
આપ્યો હુકમ દેવે, તેને એક પાળવા.
ભલું ભુંડું ફળ ન ખાતો. આદમ માળી;
આદમ માળી, ફળએ મરણ કારી પ્રભુ

સાખી-૩

નરમાંથી નારી કરી, હવા નામે નાર;
પવિત્ર બન્ને હતાં, સુખી તે અપાર;
શેતાન સર્પ બની, આવ્યો ત્યાં ઠગવા;
ભલું ભુંડું ફળ ખાને. હવા નારી;
હવા નારી, થશે દેવ અવતારી પ્રભુ

સાખી-૪

સર્પનું કહ્યું કરી, ફળ ખાધું તત્કાળ;
આંખો ઉઘડી ત્યાં ગઈ, બંન્નેની તે વાર;
નગ્ન જાણીને આચ્છાદન શોધે છે;
દેવ આવ્યો જોવાને એદન વાડી;
એદન વાડી સંતાયાં નર નારી પ્રભુ

સાખી-૫

ત્રણેને શિક્ષા કરી, દેવે ત્યાં આવાર;
સુખાકારી ઠામથી, કાઢી મુકયાં બહાર.
આપ્યું વરદાન પાપી સંન્તાન બચાવવા;
કુમારી કન્યાથી થશે દેહ ધારી.
દેહ ધારી, લેશે સૌને તારી પ્રભુ

---

## (૪) ખ્રીસ્તનો જન્મ.

( રાહ-રક્ષણુપ જયોર્જને. )

નાતાલ નવીન સાલમાં, બળ આપ જગપતિ;
વિજય ઈસુ જન્મનો, ફેલાવીએ અતિ ટેક.
૧ દાઉદ તણા કુળમાં, મરિયમ નામે નાર;
પવિત્ર આત્મા થકી, જન્મ્યો તેને બાળ નાતાલ.
૨ યહુદા નામે દેશમાં, બેથલેહેમ નામે ગામ;
અવતર્યો ઇસુ નાથ, કરી ગભાણે મુકામ નાતાલ.
૩ સુંદર મુખ નિહાળતાં, દીલ ખુશ થાય છે;
આનંદી ગીતો આકાશમાં, દુતો ગાય છે નાતાલ.

૪ આકાશી દેવ બન્યો, જગમાં દીન દાસ;
કમરી પ્રેમ તારો, કરૂણું વિશ્વાસ નાનાક.

---

## ૫ ) દર્શનની અભીલાષા.

( રાહ-ચાલ ચાલ જોગાને ચંદ્રમા. )

ઊગ્યો સકળ સૃષ્ટિમાં નવિન તારો હા;
ચાલ ચાલ કરીએ દર્શન ખ્રીસ્તનાં ટેક.

સાખી-૧

બોળ ધુપને હેમલઇ, સૌ આવો આ ઠામ;
સામગ્રી સર્વ સજી, જઈ શું ભજવા કામ.
પહેરો પ્રેમ રૂપી નવચીર. આનંદ ઉર કરોરે;
આવ્યું યરૂશાલેમરૂડું શહેર, રાયને જઇ મળોરે.

સાખી-૨ ઊગ્યો.

ભુપતિને ભેટીને, કહ્યું નિજ વૃતાંત;
ગભરાયો હેરોદત્યાં. પેઠી મનમાં ભ્રાંત.
તેડયા પંડિત પુરાણી લોક. વાત મુજ ધ્યાન ધરોરે;
ખ્રીસ્તનો જન્મ થશે કયા ઠામ, તે તણી શોધ કરોરે

સાખી -૩ ઊગ્યો.

દેશ યહુદા નામ છે, બેથલેહેમ એક ગામ;
ખ્રીસ્ત તણો જન્મ થશે, જાણો રાય એ ઠામ.
બોલ્યો ભુપતિ જ્ઞાનિઓ સાથ, બેથલેહેમ ગામ જાઓરે.
મારે ભજવાનોછે બહુ ભાવ. શોધ કરી પાછા આવોરે.

સાખી-૪ ઊગ્યો.

જ્ઞાનીલોકો નીકળ્યા, તારા પાછળ જાય;
ગભાંણુની માંહેત્યાં, નિરખ્યો ખ્રીસ્ત રાય.
લાગ્યા પ્રીતે પ્રભુને પાય, બોળ ધુપ અર્પે છે;
રૂડો અનંદ મનમાં ન માય, હૈયું હર્ખે છે.

સાખી-૫ ઊગ્યો.

સ્વપ્નથી સમજી ગયા, જાઉં બીજે પંથ;
હેરોદ પાસે ન જવું. રાખો મનમાં ખંત.
માગીઓ જવા પોતાને ઘેર, પંથ બીજો ઝાલે છે;
જાણી હેરોદ રાયે એ વાત, ગુસ્સો ચઢાવે છે. ઊગ્યો.

---

## ( ૬ ) કાળો કેર.

( રાહ-લાવણી એક પીલવઇ નામે રીતે કહુ તે વાત

એક હેરોદ રાયની, સાંભળો કહુ વાત ( ૨ )
વર્તાવ્યો કાળો કેર, કરાવી ઘાત ટેક.

૧ અરે ! માગીઓ મુજને, છેતરી ઘેર ગયા; ( ૨ )
કોણ જાણે સાથી પાછા તે ન આવ્યા. એક.

૨ આ નૃપત બાળને, શીરીતે સંહારૂં ( ૨ )
બે વરસ કરતાં નાનાં બાળક મારૂં. એક.

૩ મારા સુરા સિપાઇ, થાવ તમે તૈયાર. ( ૨ )
જાઓ બેથલેહેમ ગામ શીમ મોઝાર એક.

૪ બે વરસો કરતાં, બાળ જે જે ભાળો ( ૨ )

તેઓને ખાંડા ધારથી સંહારો એક.
૫ શ્રીમંત નિરધનનાં, મારી નાંખ્યાં બાળ ( ૨ )
રૂદન કરે ત્યાં માતાઓ નિરધાર. એક.
૬ મોટા વિલાપી, પોકારો સંભળાયા ( ૨ )
સર્વને મારી પાછા ઘેર આવ્યા એક.
૭ એક રાહેલ નામે, બાઇ જે કહેવાતી ( ૨ )
રૂદનમાં દિલાસો નથી એ ચહાતી એક.

## ( ૭ ) ખ્રીસ્તનો બચાવ.

( રાહ વલણ )

હેરોદ રૂઠી શું કરે, ધાર્યું દેવનુ થાયરે;
જેના પક્ષમાં દેવ છે, તેને ન હણાયરે.

---

## ( ૮ ] દુઃખ તેજ સુખ

( રાગ ધન ધુતા ગુરૂ ઠામેઠામ બેઠા છે. )

દુખ સહ્યારે વિના, ભક્તોની વારે પ્રભુ નઆવે ટેક
૧ ઇબ્રાહીમ આજ્ઞા ધીન થયો, પુત્રનુ અર્પણ લઈ ગયો;
ત્યારે દેવ ત્યાં હાજર થયો, .... .... .... ....દુઃખ
૨ અયુબ પર કેવું દુઃખ આવ્યુ, દીન થઇને તેણે સ્વીકાર્યું
સે'વાથી બમણુ સુખ આપ્યું, .... .... .... ....દુઃખ
૩ દાનીએલ પર કેવું દુઃખભારી, નિખો સિંહો બીલમાં ધારી
દેવે લીધો ત્યારે ઉગારી, .... .... .... ....દુઃખ
૪ પાઉલને કેવું દુઃખ પડયું, તેમ છતાં તેણે ન ગણ્યુ;

ઈસુમાં બધું સહન કર્યું, .... .... .... ....દુઃખ
૫ ભક્તોએ દુઃખને સુખ ગણ્યું ત્યારે સૌનુ હેવેકામ કર્યું
ઇસુથી આપણું દુઃખ ટળ્યું .... .... .... ....દુઃખ

## ( ૯ ) વિશ્વાસુપણુ ને દૃઢતા.

[ રાહ ગરબી ]

સારૂં કરતાં થાકવું નહિ, બદલો પ્રભુથી પામીશું ટેક.

૧ કઠણ કામથી કાયર ન થવું, સંકટ સર્વ ખમીશું;
ઠીક વખતમાં લણીશું. આત્મિક અન્ન ભરીશું. સારૂ

૨ પ્રભુવિશ્વાસુછે તે સ્થિર કરશે, તેના ભરોશે રહીશું;
ભુંડાથી બચી જઇશું, સુખિયા સદા થઈશું સારૂ

૩ મરણ સુધી વિશ્વાસુ રહીએ, મનથી નવ ડગીશું;
મુગટ જીવનનો પામીશું, સ્વર્ગી વારશો લઈશું સારૂ

૪ આપણો આરંભકેરો ભરોશો, અંતસુધી સ્થિર રહીશું
ખ્રીસ્તના ભાગિયા થઇશુ, તેની કૃપાથી તરીશું સારૂ

૫ પ્રભુના કામમાં વધતાજાવું, પાછા નહિરે પડીશું;
પ્રભુમાં નિષ્ફળ ન થઇશું, તેની કૃપાથી તરીશું સારૂ

૬. આસપાસ મેઘરૂપ ભીડછે, પાપને નાખી દેઇશું;
મૂકેલી દોડ દોડી શું, ધિરજથી પુરી કરીશું સારૂ

૭ માનવ ભલે કદર ન કરે, તે તરફ નવ જોઇશું
કામમાં મચ્યા રહીશું, વેતન પ્રભુથી પામીશું સારૂ

૮ શેતાન ગમે તેવી રીતેનડે, તેનાથી નવ ડરીશું;
હિમ્મત રાખી લડીશું, જરૂર જીત પામીશું સારૂ

## ( ૧૦ ) પ્રીતિના અલંકાર.

( રાહુ ગરબી ઝુલણ, તાલ ત્રણ )

શાંણા સુ જાણુ હે, શાંણા સુ જાણ,
પ્રીતિ તણાં કરૂ, શાં શાં વખાણ ટેક.

૧ માણસો કે દુતો જેવા, ભાષા બોલી જાણું;
પ્રીતિ વિના વાજનાર, ઝાંઝ જેવું માનુ–શાંણાસુ.

૨ ભવિષ્ય કે સર્વ બધી, વિદ્યા હું તો જાણું;
પ્રીતિ વિના ટીચાય જેમ, ઝાઝું ખોટુ, નાણું–શાંણાસુ.

૩ મારા ખરા વિશ્વાસથી, પર્વત ખસેડાય;
પ્રીતિ વિના એવા કૃપા, દાનથી શું થાય–શાંણાસુ.

૪ તન મારૂ ધન મારૂ, સર્વ બધુ આપું;
પ્રીતિ વિના દાન થકી, લાભ ન લાભુ–શાંણાસુ.

૫ પ્રીતિ સહન શીળ છે, પરોપકારી અતિ;
તેના જેવા ગુણ, કોઇ વસ્તુમાં નથી–શાંણાસુ.

૬ ભવિષ્ય કે વિદ્યા ભાષા, સર્વ ટળી જાય;
પ્રીતિ કૃપા દાન અચળ, નાશ ન થાય–શાંણાસુ.

૭ પ્રીતિ ભુંડું ધ્યારે નહિ, સત્યમાં હરખાય;
પ્રીતિ તણા ગુણો, પાઉલ પ્રેરિત ગાય-શાંણાસુ.

## ( ૧૧ ) ખરૂં શું છે ?

( રાહ–ભાઇઓ મુક્તિ પામીહ્યે ઠીક થાયછે. )

મને ખરા ગુરૂનો, બોધ લાગ્યો છે;
લાગ્યો છે, ભેદ ભાગ્યો છે. —મને. ટેક

૧ કંઠી બંધા ગરવા લોકો, ગામો ગામ ફરતા;
તેઓ મારા જેવા પાપી, એથી મુકયા પડતા.–મને.

૨ તિર્થંવાશી થઇને હુતો, ગંગા જમનાં નાંયો;
મન તણો મેલ ન ગયો, ખાલી રખડી આયો–મને.

૩ વેદ જોયા પુરાણ જોયાં, વાંચ્યાં બહુ પોથાં;
ભિન્ન ભિન્ન મતો થકી, ખાધાં એથી ગોથાં—મને.

૪ ઘણા ઘણા ધર્મના, તપાશી જોયા પંથ;
ખરૂં લાગ્યું ઇસુ વિના, તારણ નથી અંત—મને

૫ ગુરૂઓનો ગુરૂ ખરો, એક સત્ય ઈસુ;
સર્વે તેને શરણે આવો, હું તો એવું ઈચ્છું.—મને

---

## ( ૧૨ ) ઈસુથી સંદેહ ભાગ્યો.

( રાહ–તારી જટાનો ભેલો લાગ્યો )

સંદેહ તેં મારો ભાગ્યો મશીહા,
અજ્ઞાન નિદ્રાથી જાગ્યો મશીહા;
તારી પ્રીતિનો પ્યાર લાગ્યો મશીહા ટેક

સાખી-૧

ક્રિયા તણા કામને, સમજતો હું ધર્મ;
આચારોને પાળવા, ઉઠાવતો બહુ શ્રમ.
તારાથી ખરો શોધ, લાગ્યો મશીહા સંદેહ.

સાખી-૨

ધાતુ પત્થર કાષ્ટના, પુંજતો હું દેવ;
ઈશ્વર રૂપ જાણીને, કરતો તેની સેવ,
નિજ કર્તાનો શોધ લાગ્યો મશીહા. સંદેહ.

સાખી-૩

તિર્થ કરે જેમ ગંઠિયા, બગલાં ધરે ધાન;
તેના જેવો હું હતો, ભક્તિમાં અજાણ,
સત્ય ધર્મનો શોધ, લાગ્યો મશીહા. સંદેહ.

સાખી-૪

ભ્રાન્તિ સર્વે ભાગીને, કર્યો તેં સુજાણ
તુજ કૃપાથી મુજને, આવી સારી શાન,
તારી પુઠે ચાલવા, લાગ્યો મશીહા. સંદેહ.

---

## ( ૧૩ ) ખ્રીસ્તને સેવો.

( રાહ-સૌ ભજો પ્રભુને નર નારીરે. )

સેવો સાચા ગુરૂને સંસારીરે, તેણે કામકર્યાં મહા ભારીરે;
લીધા સેવક જનને તારીરે, ધન ધન તેને જાઉં વારીરે-ટેક.

સાખી–૧

આદિએ શબ્દ હતો, દેવ તણો સંઘાત;
તે શબ્દ સદેહ થયો, પુત્ર કહેવાયો ઈસુ નાથરે;
પુરી થઇએ ભવિષ્યની વાતરે..........................સેવો.

સાખી–૨

દેવ સરખો એ હતો, સ્વર્ગ ભુવનનો ભુપ;
પતિતોના કારણે તેણે લીધુછે દાસનુ રૂપરે;
કેવો પ્રેમ તેનો અનુપ રે..... .... .... .... .... સેવો.

સાખી–૩

નમ્રતાને નિર્ખી, વિચારો મન માંય
રાજ દરબારો મૂકીને, એતો નિચે સૂતો છે ભાંયરે;
નથી મોટાઇ, મનની માંયરે.... .... .... .... ....સેવો

સાખી–૪

પરદુઃખ ભંજન કારણે, ફર્યો ગામો ગામ;
દુઃખીતનાં દુઃખ ટાળવા, કરી બેઠો નથી એ ઠામરે;
તેણે કર્યાં દયાનાં કામરે .... .... .... .... ....સેવો.

સાખી–૫

માનવ દંડ નિવારવા આપ્યુ જીવન દાન
પતિતોને તારવા, તેણે આપ્યો પોતાનો પ્રાણરે;
તમે માનો ચતુર સુજાણરે. ... .... .... ....સેવો.

## ( ૧૪ ) વિલંબમાં વિનાશ.

( રાહ—નાશ નાશરે થયો પ્રલય. )

થાય થાયરે વિલંબમાં વિનાશ થાય રે. ટેક

૧ જેમ મુસાફર મધ ચાટી રહ્યો;
વિલંબ કરવાથી નાશ તેનો થયોરે.... ... ...થાય.

૨ પહાડી પોપટ વિલંબ કરી રહ્યા;
તેથી પારધીના હાથમાં ગયોરે..... .... ....થાય,

૩ મૃગ નાદે મોહીને જોઈ રહ્યો,
વિલંબ કરવાથી પ્રાણ તેનો ગયોરે..... .... ....થાય.

૪ જગ સુખનો મોહ બધો એવો,
વળગી રહેવાથી થાય પસ્તાવોરે,.... .... ....થાય.

૫ કાલ કરવાનું કરીલો આજ,
આત્માના તારણ કાજરે..... .... ....થાય

૬ ઇસુ પાસે વહેલા સૌ આવો,
વિલંબ કરવામાં ગોથાં ન ખાઓરે.... .... ....થાય.

## [ ૧૫ ) સંસારીને બોધ.

[ રાહ—મારી હુંડી સ્વીકારો મહારાજરે )

મારૂં માનીને શું લોભાયરે, જીવઓ જંજાળી;
રૂડું જીવન નિર્થક જાયરે, ચાલબહુ સંભાળી. ટેક.

સાખી. ૧

સુત ભ્રાતને સુંદરી, છોડી સગાંનો સાથ.
ધન ધામને મુકીને, તારેજવાનુંએકલીવાટરે. જીવઓ.

સાખી. ૨

કાયા કુંભ આકાચનો, ભાગી જાય તત્કાળ;
મૂળ વગરના ઝાડને, પડી જતાંનલાગેવારરે. જીવઓ.

સાખી ૩

જેવું કમળનું ફુલછે, એવુંજ દિસે સ્થુળ;
ખીલ્યુંએકરમઇજશે, ભળીજશે ધુળસાથે ધુળરે. જીવઓ.

સાખી ૪

માટે વિરા ચેતીને, બાંધો પહેલી પાળ;
જીવનફુડુવહીજશે, નવ આવેએ વારંવારરે. જીવઓ.

સાખી ૫

ઇસુ શરણુ આવીને, માનો તારણુ હાર;
પાપનીમાફી માગીને, પામોમુકિત તમોઆવારરે. જીવ ઓ

---

## ( ૧૬ ) ઇસુથી મુકિત

( રાહ ) કલ્યાણ. આવો આવો આમ. )

આવો ભાઇઓ આમ, હે પતિતો તમામ;
પાપની માફી પામીને, જાઓ સ્વર્ગી ધામ. ટેક.

૧ જગત ઉપર દેવે કેવી, પ્રીતિરે કીધી; (૨)
પોતાને.દીકરે.મોકલીને, બતાવી દીધી.–આવો.

૨ પ્રભુ ઇસૂ ઉપર ખરો, વિશ્વાસ કરો; (૨]

તેની કૃપા થકી મુક્તિ; સૌ તમે મળો.-આવો.
૩ પાપ પોતાનાં કબુલકરી માફી જઈ માગો. (૨)
તે તમારાં માફ કરશે, સૌ બધાં પાપો.-આવો
૪ જો કે પાપ લાલ, વસ્ત્રના જેવાં હશે; (૨)
તો પણ તેઓ હિમ સરખાં શ્વેત થઈ જશે. આવો
૫ દેહમાંથી પત્થરનું હૃદય હણે; (૨)
માંસનુ હૃદય આપણું નવું કરે, આવો
૬ પૂર્વ કરતાં પશ્ચિમ કેટલું દૂર રહે. [૨)
તેના કરતાં વધારે, પાપ દૂર કરે. આવો.

---

## ( ૧૭ ) ખ્રીસ્તનું આવવું

( રાહ-અંતરજામીનું નથી અજાણ્યું રે )

પાપના કષ્ટને નષ્ટ કરવા;
ઈસુ ખ્રીસ્તે દેહ ધરી ...........................ટેક
૧ અંધા જનોની બૂમ સુણીને. આંખો નિર્મળ કરી-પાપના
૨ અપંગ જનોની વેદનાજોઇ, અપંગતા દુર કરી.-પાપના.
૩ મરણ વિષેનીઅરજ સુણીને,આપ્યા જીવતા કરી.-પાપના.
૪ પાપનો પસ્તાવો કરનાર કાજે, માફી તેઓની કરી -પાપના.
૫ પાપી જગતના ગુન્હા માટે, દંડ દીધો તેણે ભરી-પાપના.
૬ મરણપામેલા સજીવન કરવા, મરણથી ઊઠયો ફરી.-પાપના.
૭ તેના લોકોના તરફ અર્થે, રહ્યા વકીલાત કરી.-પાપના.

---

## ( ૧૮ ):પાપીઓને આમંત્રણ.

( રાહ-લીલાવતી કાગળ મોકલે રે. )

સેવક પત્ર લખેછેરે, સાંભળશો નરનાર;
નવ જીવનને પામવા, આવો ઇસુ ગુરૂ દરબાર;
પતિતો વ્હેલા આવજો..... .... .... .... .... ટેક
૧ કષ્ટ કરવાનું અહીંનથીરે, બેસે નહિ કંઇદામ;
ઈસુતણા વિશ્વાસથી, ગયા લાખો સ્વર્ગી ધામ.-પતિતો
૨ પાપી જગને તારવારે, ભર્યો તેણે દંડ;
ભુલમાં કોઇ રહેશો નહિ, રાખે મુક્તિ પામવા ખંત.-પતિતો
૩ વિચારમાં વિલંબ થશેતો, બંધ થઇ જશે દ્વાર;
ઇસુ પાસે હમણાં આવો, પછી પસ્તાશો સર્વ કાળ.-પતિતો
૪ ઇસુ શરણ હું આવ્યોરે, થયો એથી બહુ લાભ;
દયા કરી દાસ ઉપર, ભુંશી નાખ્યાં મારાં પાપ.-પતિતો.

---

## ( ૧૯ ) મારીસાક્ષી.

( રાહ જા જા દેખ્યો દેખ્યો તારા દેવને )

મને મારો પ્રભુઇસુ વારે આવ્યો, પાપ બંધનથીછોડાવ્યો.
મને. ટેક.
૧ કષ્ટ કરનારા ભારથી લાદેલા, આવો કહી મુજને બોલાવ્યો;
પાપનો બોજો મારે માથેથી, પોતાને શીર ઉઠાવ્યો.
મને.
૨ શેતાની જાળમાં હું રેફસાંયો, આડા અવળી ગુંચાવ્યો;

પીડીત થતો મને દેખીને, મરણ મુખથી બચાવ્યો.
મને.

૩ આત્મિકતરસથી હું તલપતો, મૃગ જળ દેખી ધાયો;
દયા કરી તેણે મુજની ઉપર, જીવનનો પ્રેમ રસ પાયો.
મને.

૪ તેની કૃપાથી હું તો બચીને, મુક્તિ માર્ગમાં આવ્યો
ધન ધન મારા ઈસુ દયાળુ, તારા ઉપકારનો ગુણ મેં ગાયો;
મને.

---

## ( ૨૦ ) ખ્રીસ્તમાં રહેવું.

( રાહ—મીરાંબાઇનો—મારા સત ગુરૂ. )

મારા પ્રભુ ઇસુ તારણ હાર,

તમોથી રહુ નવ બહાર............મારા. ટેક.

૧ સ્વામીજી તમે કહો, આવી મારામાં રહો; (૨)
દાસ રહેવાને તૈયાર.... .... ... .... ....મારા.

૨ તમથી જો દુર રહું, નિષ્ફળ નક્કી થઉં, (૨)
વારે આવોને દયાળ..... .... .... ....મારા.

૩ કલમ રૂપે જોડવું, તમોથી ફળ લાવું; (૨)
કૃપા કરોને આધાર........ ................ મારા

૪ તમે પ્રભુ દ્રાક્ષ વેલો, ડાળી રૂપી હું ચેલો; (૨)
જોડાઇ રહું સદાકાળ..........................મારા.

૫ જેમ વૃક્ષ બીજમાં, એમ રહું તમમાં; (૨)

નિરાળો ન થાઉં લગાર........................મારા.

૬ તમોમાં રહીને તરૂં, તમ વાતો મુજમાં ભરૂં; (૨)
જે જે માગુ તે પડે પાર........................મારા.

૭ જીવન તમોમાં ગાળુ, માની વચન તમારૂં; (૨)
તમોથી તરવુ નિરધાર........................મારા.

---

## ( ૨૧ ) ખ્રીસ્તથી નિરાળા તે નિષ્ફળ.

[ રાહ–તમે ધરઠા શું જાણો. )

તમે માનો ન માનો, તમે માનો ન માનો.
ખ્રીસ્તમાં રહેવું, હરનિશ. ........ટેક.

૧ વહાણુ નુહે ભરીને, દ્વાર બંધ કીધું;
બહાર જેઓ રહ્યા તેણે, જીવન ન દીઠું. તમે.

૨ પારસના સ્પર્શથી, લોહ કંચન થાય,
કાટ આડા પડદા થકી, પ્રયોગ ખાલી જાય. તમે.

૩ ઝાડથી ફળ નિપજે, તે સાથે મોટું થાય;
ઝાડથા નિરાળુ થાય એ. જરૂર સુકાઈ જાય. તમે.

૪ ખ્રીસ્તનામ ધારણ કરી, ખ્રીસ્તમાં ન રહે;
અવિનાશી પણું ખ્રીસ્ત, બહાર ક્યાંથી મળે. તમે,

૫ ખ્રીસ્તનામ ખ્રીસ્ત કામ, ખ્રીસ્તમાંજ રહેવું;
એવી રીતે જીવન ગાળો દાસનું એ કહેવું. તમે.

---

## ( ૨૨ ) ખ્રીસ્તનાં ધન વચનો.

( રાહ ગુજરડીરે ચંદેશડો હમારો. )

૧ આત્મામાંરાંક હોયતેઓનેધન્ય છે;
આકાશી રાજ તેઓનું જીરે,
ધન્ય ધન્ય જીવન તેઓનું ધન છે. ટેક.

૨ શોક કરંતા તેઓને ધન્ય છે;
શુભ દીલાશો પામશે જી રે. ધન્ય૦

૩ નમ્ર જનો હોય તેઓને ધન્ય છે;
પૃથ્વીનું વતન પામશે જી રે. ધન્ય.

૪ ન્યાયપણાની જેને ક્ષુધા તરસછે;
તૃપ્ત તેઓ જન થશે જી રે. ધન્ય.

૫ દયા કરંતા તેઓને ધન્ય છે;
દયા અતિશે પામશે જી રે. ધન્ય૦

૬ મનમાં જે શુદ્ધ હોય તેઓને ધન્યછે;
દેવના મુખને જોશે જીરે. ધન્ય૦

૭ સલાહ કરંતા તેઓને ધન્યછે;
દેવના સુત કહેવાશે જીરે. ધન્ય૦

૮ ન્યાયપણા કાજે વિપતિ વેઠતા;
આકાશી ધામ તેઓનુ જીરે. ધન્ય૦

૯ મારે લીધે જે નિંદાઓ સહેતા,
સ્વર્ગે બદલો પામશે જીરે. ધન્ય૦

## ( ૨૩ ) આંધળા માણસનો હર્ષ.

[ રાહ–કેવો જીત્યો હું આ કેવો જીત્યો. )

૧ કાદવ ઇસુએ મારી આંખોએ ચોપડયો,
શીલોઆહ હોજમાં ધોય દેખતો થયો;
કેવો થયો દેખતો કેવો થયો. ( ૨ )
પ્રભુઇસુ પાસે વહેલો ગયો. ટેક.

૨ પાડોશી મારી ચળવળ કરતા;
પેલો આંધળો કયાંથી દેખતો થયો. કેવો૦

૩ સંદેહ તેઓનો મેં તો નિવાર્યો
ભિખારી પેલો હું દેખતો થયો. કેવો૦

૪ અમને કહે ભાઈ શીરીત બની;
કેવી રીતે અરે !! દેખતો થયો. કેવો૦

૫ ઈસુ કહેવાય તેણે કાદવ લઇ ચોપડયો;
શીલોઆહ હોજમાં ધોય દેખતો થયો. કેવો.

૬ ફરોશીઓ પાસે મને લઈ ગયા;
પૂછ્યું શીરીતે તું દેખતો થયો. કેવો.

૭ મારી આંખો પર કાદવ લઇ ચોપડયો.
શીલોઆહ હોજમાં ધોય દેખતો થયો. કેવો.

૮ મારા માબાપને બોલાવી પૂછ્યું;
કહો શીરીત એ દેખતો થયો. કેવો.

૯ જન્મનો આંધળો અમે એ જાણીએ;
તેને પૂછો શાથી દેખતો થયો. કેવો.

૧૦ પછી મને કહે દેવનો મહિમા કર;
પાપી માણસથી ન દેખતો થયો. કેવો.
૧૧ પાપી ન પાપી એમાં ન જાણું;
જાણું તેનાથી હું દેખતો થયો. કેવો.
૧૨ ઈસુ દેવ સુત હું તો માનું છું;
ધન્ય તેને છે હું દેખતો થયો. કેવો.

---

## ( ૨૪ ) મનના પ્રકાર.

( રાહ—આપણો ઘેટાં પાળક છે ઇસુ )

૧ ઇસુ બેઠા જઇ દરીઆ કિનારે;
સુણવા બોધ લોક આવ્યારેલોલ.
૨ સ્વામીજી મુખથી બોલ્યા તે વારે;
વાવનાર ખેતરમાં ગયોરે લોલ.
૩ બીજ પડયાં જે રસ્તાની કોરે.
પક્ષીઓ ખાયતે ગયાંરે લોલ.
૪ પત્થરની ભોંયપર બીજ જેપડયાં;
ઊગીને કરમાય ગયાંરે લોલ.
૫ કાંટાના ઝાડ પર બીજ જે પડયાં;
જાળાંએ દાબી નાખ્યાંરે લોલ.
૬ સારી ભૂમિપર બીજ જે પડયાં;
સો, ઘણાં ફળ તેણે આપ્યાંરે લોલ.
૭ શિષ્યોને તેણે સમજાવવા માટે;

દ્રષ્ટાંતનું સિદ્ધાંત કહ્યું રે લોલ.
૮ બીજને દેવની વાત સમજજો;
ભૂમિ શ્રોતા જન જાણોરે લોલ.
૯ પ્રભુનો બોધસુણી સમજેનહિતો;
પક્ષિ શેતાન ચરી જાયરે લોલ.
૧૦ પથ્થર વાળી ભોંય હર્ષથીમાને;
સતાવણીમાં ઠોકર ખાયરે લોલ.
૧૧ કાંટાના જાળામાં બીજ જે પડયાં.
જગ ચિન્તા દાબીનાખેરે લોલ.
૧૨ સુભૂમિ વચન સાંભળી સમજે
તેને અધીક ફળ આવેરે લોલ
૧૩ શ્રોતા જનો પ્રભુ વાત સુણીને;
નિર્થક તે નવ કાઢોરે લોલ.

---

## ( ૨૫ ) હેજીવ તારણસોધ

( રાહ—ઓ વેલ વારા તારીરે વેલડીએ ગુગર માળ છે. )

ઓ જીવડલા તારણના, દિવસો વીતી જાયછે....ટેક.
૧ થાયછે, થાયછે એમતું ભાખે,ખાધાવિનાભુખનભાગે, ઓ
૨ વેશઘણા રાતછે થોડી, તુટેછે જીવનની દોરી. ઓ
૩ થવાનો અણધાર્યો નાશ, ઘર જોયા વિના ક્યાં જશે ઓ
૪ મારૂ, મારૂ, કરી માન્યું, સુખસ્વપ્નાજેવું નજાણ્યું. ઓ
૫ મિથ્યા કમાણી કમાયો, અવિનાશી લાભ ગુમાવ્યો. ઓ

૬ જગ માયાએ તનેનજોયો, પણ માખ થઇને તુમોહ્યો. ઓ
૭ હજુ માનેતો બહુ સારૂ, અંતે ભલુ થશે તારૂં. ઓ
૮ ઇસુ જગતનો છે ત્રાતા; દિન જનોને બહુ ચહાતા ઓ
૯ તારણ અહિં રહીને કરવાનું, મરણપછીતોમરવાનુંજ. ઓ

---

## ૨૬ ખરી ભકિત.

(રાહ-તમે ઘરડા સુજાણો)

અજ્ઞાની સુજાણો, જગ સંસારી સુ જાણો:
પ્રભુ ભજવાની રીત.................. ....ટેક.

૧ કુવામાંનો કાચબો, મહાસાગર વાત શું જાણે
અજ્ઞાનીજનજ્ઞાનવિના, આપ મત તાણે -અજ્ઞાની.
૨ કમળની વાશનામાં, ગુંગો વાતશું જાણે;
ભકિત તણી સુંવાસમાં, ગુંગ શુ માણે. અજ્ઞાની.
૩ સુરજના પ્રકાશ વિષે, ઘુવડ વાતશું જાણે;
અજ્ઞાનીજન આંધળાને, સુજે શું વાણે. અજ્ઞાની.
૪ દેવ આત્મારૂપછે એમ, શાસ્ત્રથી જણાય;
આત્માતથાસત્યનાથી, ભકિત તેની થાય. અજ્ઞાની.
૫ ગુપ્તમાંપીતાનીઆગળ, પ્રાર્થ ધન ધરજે;
પ્રભુ ઇસુ કહે એવી, ભકિત તમે કરજે. અજ્ઞાની.
૬ ખ્રીસ્તના વિશ્વાસથકી, જરૂર આપણ તરીએ.
તેને ભજીસેવા માટે, પ્રયત્ન કરીએ.-અજ્ઞાની.

---

## ( ૨૭ ) ખ્રીસ્ત નમુનો.

( રાહ–ગજલ હમારો રંટીઓ વહાલો. )

નમુનો ખ્રીસ્તનો લેવો, બીજા તરફ લક્ષનદેવો;
સાર જે સારોતે લેવો, બીજા તરફ લક્ષનદેવો.....ટેક.

૧ જન્મ ગભાણમાં ધર્યો, ઘાસમાં સુઇએ રહ્યો;
રાજ મહેલોમાં નગયો, નમ્ર આ ખ્રીસ્તછેકેવો.-નમુનો.

૨ જુલમ તેનાપરઆવ્યો. દીનતા ધરીએ રહ્યો;
મુખેથી શબ્દ નકહ્યો, નમ્ર આખ્રીસ્તછે કેવો. નમુનો.

૩ યહુદા પકડવાઆવ્યો શાંકથઇ આધિન થયો.
જુલમઘણોઅતિસ'યો, નમ્ર આ ખ્રીસ્ત છેકેવો.-નમુનો.

૪ સ્તંભનેઉચકીએગયો, મરણને આધીન થયો;
પાપી માટે દંડસ'યો, નમ્ર આ ખ્રીસ્ત છેકેવો -નમુનો.

૫ નમ્રતામાં એછે મોટો, જગમાં નએનો જોટો;
ગુરૂઆ પુરાને ગોતો, નમ્ર આ ખ્રીસ્તછેકેવો.-નમુનો.

---

## ( ૨૮ ) અજબ ચમત્કાર

( રાહ–કોઠી વાઢીને કોલ ઘાલ્યો પાતરીએ. )

અજબ ચમત્કાર કીધો ડુંગરપર,
અજબ ચમત્કાર કીધોરેલોલ ટેક.

૧ ઘણા લોકોનો સંગ આવ્યો ડુંગર પર,
ઘણા લોકોનો સંગ આવ્યોરે લોલ. ....અ૦

૨ બોધ સાંભળવા આવ્યા ડુંગરપર;
બોધ સાંભળવા આવ્યારે લોલ......... ....અ૦

૩ સાંજ પડીને ભુખ લાગી ડુંગરપર;
સાંજ પડીને ભુખ લાગીરે લોલ, ....અ૦

૪ ઈસુને દયા આવી લોકો પર;
ઇસુને દયા આવીરે લોલ. ....અ૦

૫ પંગતમાં બેસાડયા ડુંગર પર;
પંગતમાં બેસાડયારે લોલ. અ૦

૬ પાંચ હતી રોટલીને બે હતી માછલી;
સ્વામીએ હાથમાં ઝાલીરે લોલ. અ૦

૭ સ્તુતિ કરીને ભાંગી ડુંગરપર;
સ્તુતિ કરીને ભાંગીરે લોલ. અ૦

૮ પંચ હજાર જમી ઉઠયા ડુંગર પર,
પાંચ હજાર જમી ઉઠયારે લોલ. અ૦

૯ છાંડેલા કકડા ભેગા કરતાં;
બાર ટોપલી ભરેલીરે લોલ. અ૦

૧૦ લોકોને નવાઈ લાગી ડુંગર પર.
લોકોને નવાઇ લાગીરે લોલ. અ૦

૧૧ હજારો લોકોએ દીઠો ચમત્કાર
હજારો લોકોએ દીઠોરે લોલ. અ૦

## ( ૨૯ ) તારકપ્રીતિ

( રાહ–મારા પ્રાણ પ્રીય ઈસુ ]

મારા સ્વામીજી ઈસુ, મારા તારણ દાતાતું;
તારણ દાતા તું છે, પ્રભુ તારણ દાતાતું. મારા. ટેક

૧ રાજાઓનો રાજા ઇસુ, ગૌરવી મહા ભારી;
મુજ પાપીનામાટેથયો, માનવ અવતારી.....મારા

૨ અનાથોનો નાથથઇને, દયાનું કામ કીધુ;
દેવના સમાન છતાં, દાસનું રૂપ લીધુ.....માર

૩ પ્રીતિનીરીતશીખવવા, શિષ્યોના પગધોયા;
પોતાની કમળ છોડી, રૂમાલથી લોચ્યા.....મારા,

૪ મ્હોપરથુંકયામારી મુંકી, કહેતા કોણે માર્યો;
ઠઠ્ઠાને મશ્કરીઓ કરતાં, કોઈને તેં નવાર્યો.....મારા

૫ મુજગુન્હાથીપીડીતથઇને, ઘણું દુઃખ સહ્યુ;
મારા તારણ અર્થે પ્રભુ, તારૂં લોહી વહ્યું.....મારા.

---

## ( ૩૦ ) વેરીનું ભલું કરો.

[ રાહઘોળ–ભમરા પહેલો વધાવો. )

૧ મિત્રો ભુંડાને બદલે, ભુંડુન વાળતા;
કરો ભાઈઓ પરપ્રેમ, રાખોવેરીપર રહેમ;
પુરો પાળવા નિયમ, પ્રભુ બાપનો.

૨ વેરી ભુખ્યો હોયતો, તેને ખવડો;
આઓતૃષિતનેપાણી, હેત તેપર આણી.
ભુલનાર છે પ્રાણી, ખરૂં માનજો.

૩ જેજે ભલુ છે તેથી, હારી ન જાઓ,
તારો વેરીજાય પડી, હર્ષ ન કર તે ઘડી;
વાત માનજે ખરી, સતશાસ્ત્રની.

૪ જેમ તેમ કરીને, હળી મળી રહો;
પોતાનુ વેરન વાળો, માફી સર્વને આપો;
બદલોપ્રભુવાળનારો, મિત્રો માનજો.

૫ પ્રભુ ઈસુની સામું, જોઇ જોઇ ચાલજો.
વેરીઓએદુઃખદીધું. પણમનમાં ન લીધું;
સૌને માફજ કીધું, તેવું કરજો.

## ( ૩૧ ) અધિઃપ્રેમ

( રાહ–બિભાસ લાગે બહુ વ્હાલું તારૂ નામ )

પ્રભુ ઇસુ પ્રીત તારી, જોઉ છું નિહાળી;
જોઉં છું નિહાળી અજબ લાગે મનેભારી. પ્રભુ ટે૦

૧ જડીમાં તું આવ્યો જ્યારે યહુદા વિચારે ત્યારે (૨)
પકડવાની પણ હાવે, ભુલુન આ વારી. પ્રભુ

૨ અરેરે શો ! કેર કીધો. તુજને પકડાવી દીધો (૨)
પીતરને શાંત કીધો, સ્થિરથા આ વારી. પ્રભુ.

૩ કોરડાનો માર મારી, ધિક્કારે અધિકભારી. (૨]
સહનતા શી તારી, બોલ્યો ન લગારી. પ્રભુ.

૪ કાંટાનો મુગટ મુકી, મારતા મ્હોપરમુકી. (૨)
તુજને બચેો થુંકી, કહુશું આવારી. પ્રભુ,

૫ મરણને શરણ થયો. કબરમાં તુરે ગયો (૨)
ઉઠી જીવનો થયો, જીવાડવા આવ.રી. પ્રભુ.

૬ સ્વર્ગીબાપ પાસે ગયો, વકીલાત કરી રહ્યો; (૨)
તુજ થકી ભય ગયો, મારો આવારી. પ્રભુ.

---

## ( ૩૨ ) અજબજીવન

( રાહ-કવાલી. )

અજબ જીવન પ્રભુઈસુનું દીઠુ, તેનું કરૂંશું વર્ણન ન ન ન.
(૨)-ટેક.

૧ ખ્રીસ્ત રાયના જન્મ વખતે, દુત ઉતર્યો ખર ર ર ર
(૨)-અજબ

૨ ગમાંણમાંજયારેઈસુ અવતર્યો, ગાયનસુરથયા ગણુણુણુ
(૨)-અજબ.

૩ દુઃખીત જનોનાં દુઃખે.જોઈને, દુઃખી થયોએ અરરરર
(૨)-અજબ.

૪ યરૂશાલેમના છેલ્લા પ્રવેશમાં, જયના નાદથયાજનનનન
(૨)-અજબ.

૫ સ્તંભપરજયારે પ્રાણ છોડયો, સ્વર્ગે ઘંટથયોટનનનન
(૨)–અજબ
૬ કબરપાસે જયારે દુત ઉતર્યો, થથરી ગયા સૌથરરરર
(૨)–અજબ.
૭ મરણ ઉપર જયપામી ઉઠયો, વિજયડંકાથયાટનનનન
(૨)–અજબ.
૮ અજબ બનાઓ જાણી તેહના, અ.શ્રયપામ્યોઅચરરરર
(૨] અજબ
૯ તેનો મહિમા કરવા અર્થે, ધુન લાગી છે ધનનન ન
(૨) અજબ.
૧૦ તેનાં ગીતો ગાવા માટે, તલપી રહ્યોછુ તનનનન
(૨) અજબ.

---

## ( ૩૩ ) અણદિઠ વિશ્વાસ

( રાહ–મારી હુંડી સ્વીકારો મહારાજરે ]
કર્યું વિશ્વાસેં કેવું કામરે, સાંભળો સતસંગી;
રહ્યુ આજ્ઞા પાલનથીનામરે, સાંભળો સતસંગી. ટેક.

સાખી–૧

નહોતું વાદળ નહતા વીજળી, નહોતુ ચિન્હ નિશાન;
તોપણ આજ્ઞાંકિત થયો, ધનધનનુહ તેનુ નામરે.
સાખી–૨ સાંભળો.
આકાશ દીસે નિર્મળુ, ભૂમિ સૂકી અથાગ:
તોપણ કામ આરંભ્યુ, કરૂંવિસ્તારીતેનીવાતરે.

સાખી–૩ સાંભળો.

કારીગર બોલાવીને, વહાણ ઘડે તત્કાળ;
મશ્કરીઓ લોકો કરે, નથીડગ્યોમનથીલગારરે.

સાખી–૪ સાંભળો.

વહાણુમાં બેઠા પછી, બંધ કીધુંછે દ્વાર;
આકાશી દ્વાર ઉઘડી ગયાં, પડયોવરસાદમુસળધારરે.

સાખી–૫ સાંભળો.

ઝાડ પહાડ ડુબી ગયાં, પાણી ચઢયું અથાગ;
મશ્કરી કરનાર ડુબી ગયાં, બચ્યુનુહકુટુંબઆવારરે.

સાખી–૬ સાંભળો.

વિશ્વસ આજ્ઞાં કિતથી, થયાં ઘણાંનાં કામ.
ખ્રીસ્ત તણા વિશ્વાસથી, પામ્યાપાપીઓસ્વર્ગીધામરે.
સાભળો.

---

## ( ૩૪ ) કૃપાથીમુકિત

( રાહ–સદેસડો સુભ સંદેસડો રે )

તારણુની વાત સુણો, તારણુનીરે.
માનો જગતના લોક, તારણ ઇસુ કૃપાથી.....ટેક

૧ કોઇ ન્યાય નથી એક પણ નથાં;
દોષીત સૌ નરનાર, તારણ ઇસુ કૃપાથી–તારણુની,

૨ એક માણસથી પાપ, જગતમાં પેઠું;

સોપર મરણુનોમાર, તારણુ ઇસુ કૃપાથી.–તારણુની.
૩ તેવી રીતે એક, ન્યાય કૃત્યથી;
સોપર ઉદ્ધારનુ દાન, તારણુ ઇસુ કૃપાથી.–તારણુની.
૪ નિયમને આધીન, આપણુ નથી;
કૃપાઆધીનખરીવાત, તારણુ ઈસુ કૃપાથી.–તારણુની.
૫ ઇસુના લોહી થકી, ન્યાય ઠરીશુ.
પામીશું જીવનનુંદાન, તારણુ ઈસુ કૃપાથી.–તારણુની.

---

## ( ૩૫ ] હિત વચનો.

( રાહ–ગૌ બ્રાહ્મણુ પતિ પાળ મહારાજા. )

૧ મોટ પદ્દિ પડતી મુકી નમ્રપણુ ધારણુકરે;
ધન જીવનછે તેજનોનુ, મુક્તિનો મુગટમળે –ટેક.
૨ પોતાજેવી બીજા ઉપર, પ્રીતિ પ્યાર જે કરે.–ધન૦
૩ દયા દીનતા જેકોઇરાખી, પરોપકારી કામરે –ધન૦
૪ ક્ષમા દ્રષ્ટિ સોપરરાખી, પરગુન્હાજેમાફકરે.–ધન૦
૫ પરનિંદા પ્રપંચ તજીને, નિર્મળ મનજેકરે.–ધન૦
૬ ખ્રીસ્ત ઈસુનુ જે મનહતું, તેવું રાખી જેકરે.–ધન૦

---

## ( ૩૬ ) ખ્રીસ્તપાસે આવો.

( રાહ-તમે મળવાન આવ્યા શા માટે. )

તમે ભુલમાં રહ્યાછો શા માટે,
રૂડો અવસર વીતી જાય, શરણે આવો ઇસુ ગુરૂ ત્રાતાને.
ટેક

૧ મારૂ મારૂં કરીને શું મોહ્યા;
સુખ સ્વપ્નું છે, સંસાર, શરણે આવો ઇસુ ગુરૂ ત્રાતાને.
તમે.

૨ પ્રભુ ઇસુ ભુલેલા ખોળે છે,
બોલાવે પોતાની પાસ, શરણે આવો ઇસુ ગુરૂ ત્રાતાને.
તમે.

૩ બહુ પ્રેમી ઘેટાંનો પાળક છે.
નીત કરે એતો સંભાળ, શરણે આવો ઇસુ ગુરૂ ત્રાતાને.
તમે.

૪ ખરો આત્મિક ખોરાકખવડાવેછે.
પાય જીવન ઝરાનુ નીર, શરણે આવો ઇસુ ગુરૂ ત્રાતાને.
તમે.

૫ પાપી માનવને બચાવવા,
તેણે આપ્યોપોતાનો જીવ, શરણે આવો ઇસુ ગુરૂ ત્રાતાને.
તમે.

## ( ૩૭ ) મારૂં જીવન.

( રાગ-ઊંચી રબારીણ વાંકડીયારાં ચીર )

આત્મા માટે પામો, જીવનનુ દાન;
હે પતિતો પ્રભુપાસે, સૌ આવજો.

૧ વિશ્વાસ રૂપી નાણું, લઈને આવજો.
આત્મિક નાણું, વિશ્વાસછેનિરધાર;
તે વિનારે આવેએ ખાલી જાય છે ....હેપતિતો

૨ જીવન સરિતામાં, પવિત્ર વહેછેનીર
પવિત્ર નીરએ, પ્રભુઇસુનું રૂધીર,
જે ના'ય છેરે, શુદ્ધથઈનેજાયછે.....હેપતિતો

૩ જુઓઆ પેલી જીવનની રોટલીદેખાય,
જીવનની રોટલી, પ્રભુ ઇસુનીરધાર,
જે ખાયછેરે, ક્ષુધાતેને નહિલાગશે,.....હેપતિતો.

૪ જુઓ આ પેલો ઝરો જીવનનુંનીર,
જીવનનું નીરછે પ્રભુઈસુ નિરધાર,
જે પીએરે તૃષા તેને નહિ લાગશે....હેપતિતો.

૫ જુઓ આપેલુ જીવનનુ ના'વદેખાય,
જીવનનું નાવછે પ્રભુ ઇસુ નિરધાર,
જે બેસેરે સ્વર્ગી' તીરસુખેજાયછે..... હેપતિતો.

## ( ૩૮ ) ઇશ્વરીમદદની ખાત્રી.

( રાહ—ચુક્તિ, મુક્તિ શું કરો )

૧ સંકટ દેખી ન ડરો પ્રભુ મદદ આરઃ
ખાત્રી ખરી છે. ... .... .... ...ટેક.
૨ ન્યાયો પ્રત્યે દેવની, રહેમદ્રષ્ટિઅપાર. ખા૦
૩ ભક્તોને ઉગારવા, આપ્યો તેણે પ્રાણ. ખા૦
૪ પાપ કેરા ઝેરનો, ચુસીલે ડંખ જાણ. ખા૦
૫ દુષ્ટોનાભૂજભાગશે ન્યાયોને નવ ડર. ખા૦
૬ ધાર્મિકજનછોડાવવા જાગશે એ કર. ખા૦
૭ નિર્દોષીના દિવસો, જાણેછે કિરતાર, ખા૦
૮ તેઓ તણોવારસો, ટકેછે સર્વ કાળ. ખા૦
૯ કૃપાપામવાહોંસથી, જઇશું તેની પાસ. ખા૦
૧૦ પ્રભુ ઈસુ દાસની, કરશે પુરી આશ. ખા૦

---

## ( ૩૯ ) બલિહારી.

( રાહ—ગરબો અંતરજામીનુ નથીરે અજાણ્યું. )

પ્રભુ ઈસુની આનુ બલિહારી;
જાઉં તેને વારી વારી. ... ....ટેક

૧ સત્ય ધર્મનો બોધ સમજાવી,

વહેમ ડીમા ઓ નિવારી. .... ....પ્રભુ.

૨ કુબુદ્ધિ કુચાલો દુર કરાવી;
સુબુદ્ધિ આપી સારી. .... ....પ્રભુ.

૩ પક્ષપાત સરવ દુર કરયા.
સમ દ્રષ્ટિ તેણે શીખાડી. ... ....પ્રભુ.

૪ અશાન્તિ સારી દુર કરીને.
શાન્તિ આપી બહુ સારી. .... ....પ્રભુ.

૫ પાપના ડાઘને કાઢી નાખવા.
લોહીથી ધોયો આવારી. .... ....પ્રભુ.

---

## ( ૪૦ )દશમાંથી-એક

( રાહ-અરથી આશા રઢીઆરા રણુઝાડરે )

ધન ઇસુ દયાળુ દેવરે,
મને નવો જન્મ ફરી આપ્યો. ટેક.

૧ કોઢ રોગ ભયંકર થયોતો;
તેથી કહાડી મુકયોગામબહારરે. મને.

૨ બહુ ગરીબ હાલતમાં હું ફરતો
વસ્યો જંગલની મોઝારરે. મને.

૩ જીભે 'અશુધ્ધ' શબ્દ ઉચરતો.
ભાગી જતા લોકોને જોઇને. મને.

૪ ટાઢ તડકો અતીશે વેઠતો;
ઘણીવાર ભુખ્યો પડી રહેતોરે. મને.

૫ કોઈ દયાળુ જન આવે કદી;
નાખી ખોરાક ખશી જાયરે. મને.

૬ વેઠી કોઢની વેદના બહુ ભારી;
દીલે ઘાળાં પડેલાં ખુબરે. મને.

૭ માનવીના લેખામાં નહતો.
થયો શુદ્ધ તમોથી હાલ રે. મને.

૮ અરે ! ઉપકાર કેમ હું ભુલુ.
આવ્યો દોડતો પડવા પાયરે. મને.

---

## ( ૪૧ ) દેવમારો પાળક

( રાહ ઓ મોંબતમશીહ. )

મારા પ્રેમી પાળક તણી પ્રીતિ અતિ;
પ્રીતિ અતિ કશી ખોટ નથી. ........મારા-ટેક

સાખી-૧ શાંત પાણીની પાસએ, દોરે મારો નાથ;
આત્માને તાજો કરી, બળઆપે અથાગ;
લીલાતે બીડમાં, સુવાડએ મુજને,
મોત તણી ખીણુથી, બીવાનો નથી,

બિહીવાનો નથી, હિંમત તેનાથી અતિ...મારા.

શાખી-૨ ખચીત મારી સાથ છે. દુર નથી લગાર,
તેની છડી લાકડી, દિલાસો દેનાર,
શત્રુ આગળ કરે, ભાણુ તૈયાર એ,
તેલ ચોળે પ્રભુ મારો, પ્રેમાળ પતિ,
પ્રેમાળ પતિ, ઉભરાય છે નક્કી.....મારા.

સાખી-૩ જીંદગીના દિન સર્વમાં. સત્વદયા મુજસાથ,
ઇશ્વર ઘમાં હું સદા, રહીશ દીનનેરત,
તેની ઉપર મારો ખરો, વિશ્વાસ છે,
નાશ તણો ભય હવે, રહ્યો નથી.
રહ્યો નથી, કહું સાચુ કથી.....મારા.

---

## ( ૪૨ ) મુજપર પ્રેમ.

[ રાહ પદ ઢાળ )

મારો પ્રભુ ઈસુ તારણ હાર, મુજને ભલે મળ્યો.
મારા કલંક બોજનો ભાર, તેનાથીજ ટળ્યો.... ટેક.

૧ ઢુંઢતાં ઢુંઢતાં ઢુંઢી વળ્યો, ત્યારેદીઠોમેંતારણહાર;
પાપી તણોએ જામીન થઇ, એતો કરેછેસૌનોઉદ્ધાર -મુજને

૨ દેવે પોતાના પુત્રને આપી, કર્યો મેટો ઉપકાર;
પુત્રે પોતાનાતનને અર્પી, તેણે કષ્ટ વેઠયું અપાર. મુજને

૩ હાંશી મશ્કરીનિંદાઓવેઠી, જગ લોકોથી અપાર.
કાંટાનો મુગટ માથેમુકયો, એનોઓહ્યોનથીલગાર.–મુજને

૪ હાથે પગે તેણેખીલાખાધા, રકતની ચાલી ધાર;
મુજપાપીનાપ્રાયશ્ચિતઅર્થે તેણે પ્રાણછોડયોનિરધાર–મુજને

૫ ધનધનમારા ઇસુદયાળુ, તારી પ્રીતિ તણોનથીપાર
મુજઅધમનાગુન્હામાટે, તેં સહ્યો મરણનો માર.–મુજને

---

## ( ૪૩ ) ટુંકમુસાફરી

( રાહ ગરબી મન પંખીડા પાંજરિયું મુકીને )

મન મુસાફર કાયા નગર મુકીને જીવજશે. ટેક.

૧ તારી દેહ પાણીનો પરપોટો.
ચાહ્યો જાયજેમ ધુણી ગોટો. મન.

૨ શુરવીર થઇ જેનર ફરતા;
દીઠા મરણ શરણ થતા.......... મન.

૩ મોટા ભુપતિઓ ગયા મરી;
દુનિયાંમાં જેની હવાયો ફરી. મન.

૪ જોશી જોગીને વૈદ્ય સતિ
કાળે છોડયા કોઇને નથી. મન.

૫ આવ્યા શું કામ મનમાં ગણો.
મુસાફરી સાર્થક કરો. મન.

૬ વીરા જોઇ જોઇ વસ્તુ સજો;
જગ કામ તજીને ખ્રીસ્તભજો. મન.

---

## (૪૪) જેવું કરે તેવું પામે

( રાગ વનરા વનમાં વાંસળી વગડે, )

ભલુ ભુડું કામ સાથે આવવાનું;
બાકીનું બીજુરે, જાણો છોડી જવાનું—ટેક.

૧ દીનેનીચિન્તાજેઓકરેછે, પ્રભુપાસે તેને બદલો મળેછે
સંકટ વખતેરે, યહોવાહ તેને છોડાવશે.-ભલુભુડું.

૨ ગરીબની બૂમ સુણીકાનબંધકરે, વાવેતેવુંતેજન લણે;
તે બૂમપાડશેરે, સાંભળવામાં નહિ આવે.-ભલુભુડું.

૩ ગરીબ ઉપરજેજુલમકરેછે, પોતાનાકર્તાનેતેઓનિંદેછે;
દીનપર દયારે, રાખનાર માન આપે છે.-ભલુભુડું.

૪ ગરીબઉપરજે દયારાખેછે પ્રભુને ઉછીનુંએતોઆપેછે
પામવા કરતાંરે, આપવામાં ધન્યતામાને,-ભલુભુડું.

૫ પ્રભુઇસુએ જે વચનકહ્યુ માન્યુંતેઓને યાદરહ્યુ;
પામવા કરતાંરે આપવામાં ધન્યતા માને.-ભલુભુડું.

૬ દેવ તેઓનુ રક્ષણ કરશે, શત્રુઓ તેને જોઇનેડરશે;
બિમારી વખતેરે, તેની સારવાર કરશે-ભલુભુડું.

---

## ( ૪૫ ) ભુંડાઇનુમુળ.

( રાહ–શાંણા સુજાણ હે સાંણા સુજાણ ]

વાગ્યાં છે બાણરે વાગ્યાં છે બાણ;
બોધ સુણીને થયો સુજાણ. ટેક

૧ દ્રવ્ય તણો લોભ, એતો ભુંડાઇનું મુળ;
લાલચમાં લોભાવાથી, આવે દુઃખ પુર.–વાગ્યાંછે.

૨ અન્યાથી મેળવેલુ, પરીક્ષણમાં પાડે;
આત્માનેનાશતણી, હાંનિમાં ડુબાડે.–વાગ્યાંછે.

૩ થોડું હોયતો થોડુ એથી સંતોષી થવું;
ઘણુ કરવા પરધનને કોઇ રીતે ન લાવું.–વાગ્યાંછે.

૪ ધનવંતોને સ્વર્ગમાહે પેસવુ કેવુ અઘરૂ;
પ્રભુ ઈસુસ્વામીએ, સમજાવ્યુ સઘળુ,—વાગ્યાં છે.

૫ ધનની દોલત જોઈ, જીવ ન ચોટાડુ;
થોડામાંથી થોડુંલઇ, ગરીબોને આપું.–વાગ્યાંછે.

---

## (૪૬ ) આળસમૂકીઉદ્યોગીથવું.

( રાહ ગરબી. તમારા સમરે તમેજ વ્હાલા. )

જે કંઈ કરોતે જીવથી કરો, માણસસારૂ ન દેવને રે. ટેક.

૧ દેવ પાસેથી બદલો પામીએ;
એવું તમે માનો રે........જે કંઈ

૨ પોતાના કામમાં જે ઉદ્યોગી;
એવો કોઇ જોયો છે શું ?......જે કંઇ

૩ ઉદ્યોગમાં આળશું ન થાઓ;
આ મ માં આતુર થાઓ રે........જે કંઇ

૪ સારાં કૃપાદાનો શોધો;
આસ્થા રાખી ચાલો રે.......જે કંઇ

૫ ઉદ્યોગના વિચારનુ પરિણામ,
પુષ્કળતા આવે છે રે. .....જે કંઇ

૬ પ્રત્યેક ઉતાવળીઓ કેવળ;
નિર્ધન થાય છે જાણો રે ......જે કંઇ.

૭ આળસુનો જીવ ઇચ્છા કરે છે;
કંઇપણ તે ના પામે રે.... ..જે કંઇ.

૮ સુસ્તી ચીંથરાં પહેરાવે છે;
જાગ્રત થઇને સુણો રે.......જે કંઇ.

૯ એ ા ા જન શિખગ્રહણકરશો;
ઉદ્યોગી સૌ થશો રે .... ..જે કંઇ.

## ( ૪૭ ) વિનંતી

( રાહ-તુરે તારા દાસની વારે. ]

પ્રભુ તારા સેવક સામું જોને નિહાળી;
કરણી નથી મારી, સારીરે વહાલા.
અરે ! હે હે વ્હાલા, અરે!હેહેવહાલા- પ્રભુ. ટેક.

૧ સંસાર સાગરમાં, દુ:ખ જળ ભરીયુંહા;
અરે હા ! અરે હા ! અરે હા, હા, હા, હા,
તારોતો પાર, ઉતરીએરે વહાલા;
અરે ! હે, હે, વ્હાલા, અરે ! હે,હે; વહાલા.-પ્રભુ.

૨ પુન કે દાન મેંતો, તેં નવ કીધું હા.
અરે ! હા, અરે ! હા. અરે ! હા, હા.હા,હા,
દોષિત સર્વે વાતે પુરોરે, વહાલા
અરે હે. હે, વહાલા અરે હે, હે. વહાલા.-પ્રભુ.

૩ આજ્ઞા કે હુકમમેંતો, તે નવ પાળ્યા હા,
અરે ! હા, અરે હા. અરે હા.હા,હા. હા,
તમ કૃપાથી મને તારો રે વહાલા;
અરે હે, હે, વહાલા અરે હે, હે, વહાલા.-પ્રભુ.

---

## ( ૪૮ ) જાથું પ્રાર્થના કરવી

( રાહ-પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે. )

જાથું પ્રાર્થના કરવી, પ્રભુ દેવનીરે,

ધરીએ પ્રભુની સંઘાતે નિત ધ્યાન,
ભાઇઓ પ્રાર્થના કરવાનુ નવચુકશોરે.....ટેક.

સાખી ૧ એલીયા તે પણ માનવી પ્રાર્થ કરે દિનરાત;
તે તણી પ્રાર્થના થકી બંધ રહ્યો વરસાદ.
કેવું પ્રાર્થનાનું બળ આ જણાય છે રે.
ફરી માગવાથી આવ્યો છે વરસાદ ભાઇઓ.

સાખી ૨ સુલેમાન પ્રાર્થના કરે તેપર દેશો ધ્યાન,
દ્રવ્ય જીત ઇચ્છે નહિ માગે છે શુભ જ્ઞાન,
તેની પ્રાર્થના પ્રભુએ કેવી સાંભળી... ...રે.
આપ્યું જ્ઞાન વળી સર્વે સારાં દાન-ભાઇઓ.

સાખી ૩ હાન્નાએ પ્રાર્થના કરી માગવા સંતાન;
પ્રભુએ કૃપા કરી આપ્યો પુત્રદાન,
તેની પ્રાર્થનાથી શમુએલ અવતર્યો રે,
પ્રભુ અર્થે તેણે કર્યો છે અર્પણ-ભાઇઓ.

સાખી ૪ પ્રાર્થના દેવની વેદી છે સ્મરણ રૂપી ધુપ;
દીન થઇ જે માગશે જશે તેનું દુઃખ.
રાખી વિશ્વાસને પ્રાર્થના જશું કરોરે.
થશે તમરૂ ધારેલુ સર્વે કામ-ભાઇઓ.

## ( ૪૯ ) સાબ્બાથ

( રાહ—સારૂં કરતાં થાકવુ નહિ. )

સાબ્બાથ વારને પાળવા કાજે, સ્મરણ તેનુ રાખીશું—ટેક.

૧ છ, દિવસ ઉદ્યોગ કરીને, સંસારી કામકરીશું,
વધારે તસ્દી લઈશું, આશાંર્વાદીત થઈશું—સાબ્બાથ.

૨ સાતમો દિવસ દેવનો માની, કામોથી અલગ રહીશું.
ભંગ કદીન કરીશું; માન તેને આપીશુ.—સાબ્બાથ

૩ વિશ્રામ વાર માણસને કાજે, કામથી આરામ લઈશુ
દેવનાં ગાનો ગાઇશું; પ્રભુભજનમાં રહીશું.—સાબ્બાથ.

૪ પ્રભુનો મહિમા કરવા કાજે, દાન દેવને આપીશું;
સંતોષી પણ કરીશું, જરૂર એનો પામીશુ.
સાબ્બાથ.

---

## ( ૫૦ ) હિમ્મત રાખો

( રાહ—ગુર્જરીનો ગોકુળ ગામની ગોવાલણી. ]

હિમ્મત રાખી ચાલજો, કોઇ ભય ભીત નથાઓરે;
આત્મા જીતવા જાઓરે. ... ... .... ... ...ટેક.

૧ જયાં જાયત્યાં તારો દેવએ, આવે તારી સાથરે;
રક્ષા કરવાને નાથ રે. હિમ્મત૦

૨ દોડનો કોઇ આવેનહિ, પણ દુષ્ટ નાશી જાય રે;
એવાબીકણુથીશુ થાયરે. હિમ્મત૦

૩ નેકીવાનોછે સિંહોજેવા, સુરવીર થઇને જાયરે;
ફળવંત તેઓ થાયરે. હિમ્મ૦
૪ બીકનો આત્મા આપ્યોનથી, સાવધબુદ્ધિનો [illegible]
નિશ્ચય કરીને સ્થાપ્યોરે. હિમ્મત૦
૫ મરદાઇ શામી બોલજો; સત્ય પ્રભુછે કરનારરે;
માણસ રૂઠે શું થાયરે હિમ્મત૦
૬ યહોવાહ મારાજીવનુ તારણ; મને કોનો ભય લાગેરે
શેતાન દેખી દૂર ભાગેરે. હિમ્મત૦

---

## ૫૧ સત્યન લડાઈ.

( રાહ સૌ આવો ભાઇઓ આ યુદ્ધમાંહી )
સંતો આવો સતની લડાઇમાં
બાલો દેવતણાં હથિયારરે; સુણ સૌનિકો ઇસુના,–ટેક

૧ શેતાની યુકિતઓ સામે;
સ્થિર રહેવા થાવ તૈયારરે. ......... સુણ.
૨ સતથી કમ્મર બાંધોકશી
ન્યાયપણાનુ બખ્તરપહેરોરે .......... સુણ
૩ શાન્તિ સુવાર્તાની તૈયારી;
પહેરી પગોમાં ઉભારહોરે. .......... સુણ.
૪ સોઉપરાંતવિશ્વાસનીઢાલલો
હોલવીએ બળતા ભાલારે ........... સુણ.
૫ તારણનો ટોપ માથેમુકો
લ્યો તરવાર દેવનાવાતરે ...

## (૫૨ ગુસ્સે-છોડો

( રાહ-ભાઈઓ મુક્તિ પામી ત્યો ઠીક થાયછે]

ભાઈઓ છોડો ગુસ્સાની ટેવ ખોટી છે;

ખોટી છે. ખોડ મોટી છે. ભાઈઓ.—ટેક.

૧ જેનું મન કબજામાં નથી. બંડિયેરજેવાજાણો;
ક્રોધ કરવે ધીમો તેને, બુદ્ધિવાન માનો. ભા.

૨ ગુસ્સે થવા ઉતાવળા, મિજાજના નથાઓ.
રોષ છોડો કોપ ત્યાગો, ખિજવાઇ નજાઓ. ભા.

૩ સખ્ત શબ્દ રીસ ચઢાવે; વિચારીને બોલો;
નમ્ર ઉત્તર ક્રોધ સમાવે મીઠી વાંણી ખોલો ભા.

૪ ક્રોધીમાણસ સાથે કોઈ મીત્રતા ન કરે;
તામશી સ્વભાવજોઈ પાસ સર્વે પડે. ભા.

૫ ક્રોધને કાબુમાં રાખી, નમ્રતા જે ધરે,
તેવાઓને પ્રભુ ઇસુ આવકાર કરે. ભા.

---

## ( ૫૩ ) નમ્ર લીન, સહનશીળ થાવ.

( રાહ-જાઉં જાઉં જાઉંરે મારે જંગલ તજીને. )

સહનતાના ગુણો છે સારા (૨)

સારા સારા સારારે; ઇચ્છવા જોગ સારા; ટેક.

૧ પ્રભુના દાસોએ લીનતા ધરવી; (૨)
ધરવી ધરવી ધરવીરે, લડાઇન કરવી. સહ.

૨ નમ્ર થઇ એક બીજાનુ ખમો; [૨]
ખમો ખમો ખમોરે; પ્રભુ આપને ગમો. -સહ.
૩ દીનો ભુએ વરશો પામે (૨)
પામે પામે પામેરે; તેઓ સુખને પામે. -સહ
૪ નમ્રતા ન્યાય પણામાં હારે (૨)
હારે હારે હારેરે; તેને નિર્દોશ જાણું સહ.
૫ તેડાયા તેને લાયક ચાલો (૨)
ચાલો ચાલો ચાલોરે; ખ્રીસ્ત નમુનો ઝાલો સહ.

---

## ૫૪ ) અજ્ઞાનીઅંધ.

( રાહ ગરબી. મન મુસાફર )

જીવ અજ્ઞાની ગમ વિનાતુ; ભવમાં ગોથાં ખાય છેરેક
૧ જે નચાલે નવ ઝાલે; ઘેલો થઇ તેને હેવધારે. જીવ
૨ જે નબોલે નેનનખોલે; તે આગળ હાથ શું જોડે જીવ
૩ સૌનો કર્તાસૌનો હરતા; જાણોએ નિજછે કર્તા. જીવ
૪ જેના શબ્દથી સૃષ્ટિ બની; રચના જુઓ સુંદરકરી જીવ
૫ ચંદ્રસુરજઅગણિતતારા; મહિમાદેવનોદેખાડનારા જીવ
૬ જીવન દાતા ઇસુત્રાતા; માની ન્યે કેમારા ભ્રાતા જીવ

---

## ( ૫૫ ] ઇશ્વર સ્તુતિ

( રાહ વીસરૂ નહિ પ્રભુ નામ. )

જ્ઞાન આપોનેઅપાર અમને, જ્ઞાનઆપોનેઅપારટેક.

૧ કર જોડીને પાય પડીએ, વિનવીએતમબાળ અમને.

૨ વિદ્યાબુધ્ધિતમે પાસેથી આવે,જ્ઞાનનોતમભંડાર.અમને.

૩ નિર્મળ સારાં ફળેભરેલુ, પક્ષપાત ન કરનાર.અમને.

૪ જ્ઞાન મળેએ બુદ્ધિ પામેછે, ધનતેનરને નાર.અમને.

૫ જવાહીરકરતાંમહુયવાનછે; પામીએ તેનહી પાર. અ.

૬ જ્ઞાનપામીતમોઅર્થેવાપરીએ;ઇચ્છીએ એવુ અમ બાળ અ.

૭ જ્ઞાનદાન દઇભરપુર કરો; અરજઆકરો સ્વીકાર અ.

---

## ( ૫૬ ) પાપની ઓળખ.

( રાહ-પાવાને ગઢથી ઉતર્યાં )

નક્કી જાણો તે આપણુ પાપ પકડીપાડશે,

એતો ઉંચે ચઢીને, પોતાથી પોકારશે.-ટેક.

૧ પ્રગટ એ નવ થાય, એવુ ગુપ્ત નથી;

જાણે જગતને તાત, રતિએ રતિ. નક્કી.

૨ ગૂન્હા જે છુપાવે, આબાદી તેવા મે.
કબુલ કરીને ત્યાગે, દયા તે પામે. નકકી.
૩ ભુસોમા કહ્યા દેવના નવ કરવાના
વાવે તેવુ તે જન માનો લણવાના નકકી,
૪ પોતાના દેહ કાજ જે કોઇ વાવે છે;
દેહથી વિનાશ લણી તે લાવે છે. નકકી.
૫ પણ આત્માને સારૂ જ જો કોઈવાવેછે
આત્માથી નવ જીવન લણી લાવે છે. નકકી.
૬ કદાપી માણસ જો જગત મેળવશે.
જીવની હાનિ થાય લાભ શો થશે. નકકી.

---

## ( ૫૭ ) શિખામણ.

( રાહ—તમે મળવા ન આવ્યા શા માટે ]

તમે આગે ભાઈઓ સત સંગમાંહી,
લક્ષ દેવા જેવીછે વાતરે, ખરા સેવક થાવ ઇસુના ટેક
૧ તમજીભઅતીશેસંભાગો;શબ્દઅશુદ્ધબોલવા નદેશોરે.-ખ.
૨ તમઆંખોઅતિશેસંભાળો,પાપાંચીજપરદષ્ટિનદેશોરેખ
૩ તમકાનઅતિશેસંભાળો;ભુંડાંસાબણ્યુંસુણવાનદેશોરે.-ખ.
૪ તમ હોઠ અતિશેસંભાળો, મદ્યપાનથીભીનાનથાવરે.-ખ
૫ તમ હાથ અતિશે સંભાળો; તેનેદાબિનથવાનદેશોરે.-ખ
૬ તમપગઅતિશેસંભાગો; પાપીપુરૂષોનાપગલેનજવું રે.-ખ.
૭ તમપ્રભુઇસુભણીજોઇચાલો;તેથીપામીશુસૌપરજીતરે. ખ.

---

## (૫૮) બાર માસનુ વર્ણન.

( રાહ–ગરબી અંતર જામીનુ નથીરે અજાણ્યું )

પ્રીતથી કરીએ પ્રભુની સેવા;
નવ જીવનને લેવા. ....ટેક.

૧ કારતક કાળ ક્રોધને મુકાવે;
નમ્ર બનાવી દેવા. .... ....પ્રીતથી

૨ માગશર માર્ગ ભુંડા તજાવે;
ખરા રસ્તામાં લેવા. .... ....પ્રીતથી

૩ પોસ પાપને દુર કરાવે
નિર્દોષ કરી દેવા .... ....પ્રીતથી

૪ મહા મહિનો મલીનતા કાઢે;
શુદ્ધ મન કરી દેવા. .... ....પ્રીતથી

૫ ફાગણ ફાંદાથી અલગ રખાવે;
સુંદર સુખને દેવા. .... ....પ્રીતથી

૬ ચૈતર ચોરી ચાડી ને મુકાવે;
ધાર્મિક જન કરી દેવા. ....પ્રીતથી

૭ વૈશાખ વિચાર ભુંડા તજાવે;
સુજ્ઞ જન કરી દેવા. ....પ્રીતથી

૮ જેઠ જગતનાં કામો મુકાવે;
પ્રીતને ઓળખાવી દેવા. ....પ્રીતથી

૯ અશાડ અશુદ્ધ ખોરાક મુકાવે;
પવિત્ર કરી દેવા. .... ....પ્રીતથી

૧૦ શ્રાવણ સઘળુ ભુંડુ તજાવે;
નિર્ભય કરી દેવા. .... ....પ્રીતથી.

૧૧ ભાદરવો ભલા કરવાને ઈચ્છે;
નવો જનમ કરી દેવા. ....પ્રીતથી

૧૨ આસોઆખરસુધી,સ્થિર રખાવે.
સ્વર્ગી વારસો દેવા- .... ....પ્રીતથી

---

## ( ૫૯ ) મનુષ્યનો કટો શત્રુ

( રાહ–તોદા તારો ખુબછે દાડો )

દારૂ તેં તો દાટજ વાળ્યોરે, મનતણો હર્ષ સૌ ટાળ્યોરે.ટેક.

૧ ભુખદુઃખ વેઠીપૈસામેળવી, ચાલ્યો વેપારને કાજ (૨)
ધુતારો લૂટાળો આવીનેકહે. જોને ચાખીજરા આજ;
અરે ! ઘોળે દહાડે લૂંટાયોરે, દારૂતેંતોદાટજવાળ્યો રે.મ

૨ હાથમાં ઝાલતાં મન મોહ્યુછે, પીતાં કંપાયુંછેતન (૨)
ઘટોઘટ ગુંટ ભરી ગયાપછી, બદલાયુ તરત મન;
અરે ! રૂડો દેહ વટાળ્યોરે, દારૂતેંતોદાટજવાળ્યોરે,મ.

૩ પેટમાં પેસીને હેરાન કર્યો, વર્તાયોછે બહુ ત્રાસ (૨)
લથડિયાં મ રતો ધુળમાંપડી, આળોટયો ખર એખાસ
અરે કેવોમૂર્ખબનાવ્યોરે, દારૂતેંતોદાટજવાળ્યોરે. મ.

૪ મોટા નાનાનુ માન નરાખે જેમ તેમ બોલેબોલ (૨)
ઘેલો ગાંડાબની નાચ કરતો બકે જેમ ભુંકે ઢોર;
ઘણાઓએ મારજ માર્યોરે દારૂતેં તો દાટજ વાળ્યોરે મ.

૫ કેફ ઉતરીને ભાન આવ્યું ત્યારેસાલવાલાગ્યોમાર(૨)
ખબર જોનારા લોકો આવીને કહે જીવત ધિક્કાર,
લાજે જરાન લજવાયોરે, દારૂતેંતોદાટજ વાળ્યોરે મ.

૬ ગાતા સૂણતા કરકે ઈસમજી રહેજો વ્યસનથીદુર રે
દીઠેલી રીતણી વર્ણીને કહી, લેશો શિખામણ ઉર;
કાળો કેરજગમાંવર્તાયોરે, દારૂ તેંતોદાટજવાળ્યોરે મ.

---

## ( ૬૦ ) પરોપકારી કારભાર.

( રાહ—સુણજો સાહેલી વાત મારી વિશાળ )

સુણો સજજનો સંદેસડો આ સારો;
અમલમાં તમે લાવશોજી રે.—ટેક.

૧ ઉપકાર કરવાનું દાન ભુલો તમે મા,
દેવ એથી સંતુષ્ટ થાય છે જી રે. સુણો.

૨ પ્રેમ કરીને તમે પરોણા રાખો;
કચ કચ કંઇ ન કરશો જી રે. સુણો.

૩ ખેદથી અગત્યથી કાંય ન કરો;
સંતોષથી દેનાર થાઓ જીરે. સુણો.

૪ ઉદાર દ્રષ્ટિવાન પુષ્ટ થઇ જશે;
પાણી પાનાર પોતે પીશે જીરે. સુણો.

૫ પ્રથમ પેદાસનું ફળ આપીને;
દેવનું સન્માન કરશો જી રે. સુણો.

૬ એમ કરવાથી તમે વખારો ભરશો;
પુષ્કળતા લણી લાવશો જી રે. સુણો.
૭ દશાંશો ભર્યા પુરા ભંડારમાં આપો;
પારખુ તેનુ કરી જુઓ જી રે. સુણો.
૮ આકાશી બારીઓ ખોલી નાખીને;
અધિક આશીર્વાદ મોકલે જી રે. સુણો.

---

## ( ૬૧ ) સંતોષી મન.

સાથી સું જાણુરે; સાથી સુજાણ;
સંતોષસુભક્તિમાં, લાભછે મન.—ટેક.
૧ પોતા પાસે જે છે તેથી. સંતોષીથાઓ.
બીજાઓનું સુખ જોઇ, મનમાંનલાઓ.—સાથી સુ.
૨ સંતોષ વિના મેળવેલી, આવકહોયભારી;
સંતોષથી મેળવેલી, થોડી એતોસારી.—સાથી સું.
૩ ધન હોય ઘણુ છતાં, સંકટ હોયવારૂ,
તેનાથી ચહોવાહનુભય, હોય એ સારૂં.—સાથી સુ.
૪ મન વસ હોય એથી, સંતોષીથકશું;
ન્યાયેપાસેથોડીતેને, ઘણીદોલતકહીશું.—સાથી સુ.
૫ કચકચ વિવાદવિના, ઓધુ કરી જાણો;
થોડું હોયતો થોડુએથી, સંતોષ માનો.—સાથી સુ.

---

## ( ૬૨ ) નમ્રતાને ગર્વ

( રાગ—ગરમી તમારા સમરે તમેજ વ્હાલા. )

નમ્ર જનોને દેવ કૃપા આપે છે;
ગર્વિષ્ઠોની વિરૂદ્ધ થાય છે જીરે.—ટેક.

૧ પ્રભુ આગળ તમે દીનજ થાઓ;
તે તમને ઉંચા કરશે જીરે.—નમ્ર.

૨ માણસની મગરૂરી નીચો તેને પાડશે;
નમ્રમન વાળો માન પામશે જીરે.—નમ્ર.

૩ જે કોઇ પોતાને ઉંચો કરે છે;
તે જન નીચો કરાશે જીરે.—નમ્ર.

૪ જે કોઇ પોતાને નીચો કરે છે;
તે જન ઉંચો કરાશે જીરે—નમ્ર.

૫ અભિમાન કરવાથીવાદવિવાદથાયછે;
સુબોધ જનો પાસે જ્ઞાન છે જીરે—નમ્ર.

૬ શિખામણ ત્યાગનારનેલાજઆવશે;
ઠપકો વેઠનાર માન પામશે જીરે.—નમ્ર.

૭ નમ્રતાનુ ફળને દેવનુ ભય એ;
ધન જીવને આબરૂ જી રે. નમ્ર.

+ ૬૪ ( ૧૩ ) અરજ

(રાહ-પ્રભુ બગીચાનો માળી

પ્રભુ અરજ સુણો અમારી, ઉરમાં લેશો સ્વિકારી-ટેક

૧ અબળ અમો પામર પ્રાણી, અલ્પ મતિ અમારી.
અંતર જામી સર્વે જાણો, આપો બુદ્ધિ સારી.-પ્રભુ

૨ વાશ કરો હે નાથ નિરંતર મન મંદીર પધારી.
તમ કૃપાથી ભરપુર થઇએ જ્ઞાન તણા ભંડારી.-પ્રભુ

૩ સ્થિતિ અમારી છે દુઃખકારી, નક્કી નાશથનારી;
ભવસાગરના પુરમાંથી, લેશો અમને તારી.-પ્રભુ

૪ અધમ પાપી અમો છીએ, સો વાતે બહુ ભારી;
હે કૃપાળુ દયા કરી, ગુન્હાદો નીવારી.-પ્રભુ

૫ ચાહીએ અંતરમાં આજે, આત્મિક વૃદ્ધિતારી;
વારિઆરો અંતરજામી પ્રેની પાંખ પ્રસારી.-પ્રભુ

---

૬૫ ( ૬૪ ) આબાદી.

( રાહ-પાવાતે ગઢથી ઉતર્યા )

પ્રભુ દેવનો આશીર્વાદ ધનવાન કરે છે;
સેવકની આબાદીમાં રહે, દુઃખડાં હરે છે. ટેક.

૧ જે દુષ્ટોની સલાહ માંય, ચાલવા કરતો નથી,
પાપીઓના માર્ગમાંય, ઉભો રહેતો નથી. પ્રભુ

---

+ કાંઉસ બહારનો નંબર સાંકળિયું જોવાનો છે.

૨ નિંદકોના આસન માંય, કદીએ બેસતો નથી;
પન તેનું છે જીવન ચોકખી ચાલ અતિ-પ્રભુ
૩ તે પ્રભુના નિયમમાં, હરખાય છે વળી;
મનન કરે અહોનિશ જ્ઞાન લે ભરી.-પ્રભુ
૪ તે પાણીની નહેરની પાસે, રોપેલા ઝાડજેવો
પોતાનું ઋતુએ ફળ, આપેછે ફેરો.-પ્રભુ
૫ જેનું પાંદડું પણ જરાય, ચિમળાતું જ નથી;
આશીર્વાદ તેની સાથ, સુખી તે અતિ.-પ્રભુ

---

## ૬૬ ( ૬૫ ) સતસંગ

[ રાહ-ધોળ જાન જનાવરની ભળી )

આવો મારા સ્વદેશીઓ, આજ સતસંગ કરીએ
ખ્રીસ્ત ઈસુ તણા ગુણોને, આપણાઉરમાંધરીએ. ટેક.
૧ શાંત પણું તેનું નિરખી, મન નમ્ર કરીએ;
ક્રોધને દૂર કરવા તેની પાછળ પડીએ આવો.
૨ પ્રીતિ ઈસુની પારખો, કેવી પરોપકારી
આપણે એવી રાખવી, વેરી વશ કરનારી. આવો.
૩ દયાવંત તેને દેખીને. આપણ દયાળુ થઈએ;
દુઃખીતનાં દુઃખ ભાગવા, કદી થાકી ન જઈએ આવો
૪ ક્ષમાવંત તેને જોઈને આપણ તે વારે થઈએ;
પર ગુન્હા માફ કરતાં આગ્રહો નવ ખઈએ. આવો

૫ સહનતા તેની જોઇને, આપણ સહન કરીએ;
મરકાઈ લોકો નગણે. એથી દુ:ખીન થઇએ. આવો.
૬ પ્રાર્થ વાણી તેને જોઇને જાથું પ્રાર્થના કરીએ;
જે જે જોઈએ તે માગીને, પ્રભુપાસેથી લઇએ. આવો
૭ ખ્રીસ્ત જેવા થઈ ચાલવા, આપણ પ્રયત્નકરીએ;
સદગુણો તેના શિખવા સદા શિક્ષણ લઇએ. આવો.

---

## ૬૮ ( ૬૬ ) નવીઆજ્ઞા.

( રાહ--મીરાંબાઇનો મારા સત ગુરૂ ]
મારા પ્રભુ ઇસુ પ્રેમી અપાર;
પ્રેમનો રાખ્યો નથી પાર.—મારા ટેક.

૧ પ્રભુ મારો જે છે દેવ, કરૂ હૃદયથી પ્રેમ; (૨)
પ્રેમનો બાંધુ સાથે તાર. મારા.
૨ પ્રેમ વસ્તુ એવી છે, વેરીનું ભલું ઇચ્છે; (૨)
નિયમ સંપૂરણ કરનાર. મારા.
૩ પ્રેમમાં ખ્રીસ્તચાહ્યો, નમુનોસારો આપ્યો. (૨)
પ્રેમમાં ચલાવો આવાર. મારા.
૪ પ્રેમમાં જે જન પહેલો, દેવથીએ જન્મેલો (૨)
ઓળખે એ દેવ નિરધાર. મારા.
૫ પ્રેમમાંજે કોઈ ચાલે, ખ્રીસ્તને કીઓળખાવે; (૨)
ધનછે નર હોય નાર. મારા.
૬ નવી આજ્ઞા હું પાળુ પ્રેમમાં સદા ચાલુ; (૨)
કરૂ આજ્ઞાનો આચાર મારા.

## ૬૯ (૬૭) મુક્તિ દાતા ઈસુ છે

( રાહ—અગડાયા ભગડાયા લેજો જાણી. )

મુક્તિ પમાડે તેના શિષ્ય થઇએ;
તેના ચરણમાં હરનિશ રહીએ.—ટેક

૧ સાથે લીધા ભોમિયોને રસ્તો ન દેખાડે ત્યારે;
તેની સંઘાતે શીદ જઇએ,....( ૨ )
કર્યો ગુરૂને જ્યારે સ્વર્ગ ન પહોંચાડે ત્યારે.
તેની પાછળ શીદ જઇએ. મુક્તિ.

૨ કલ્પ વૃક્ષ સેવીએને કલ્પના ન મટે ત્યારે;
તેનું સેવન શીદ કરીએ; ( ૨ )
કર્યો ગુરૂ ને જ્યારે શાન્તિ ન મળે ત્યારે;
તેના ભરોસે શીદ રહીએ. મુક્તિ.

૩ જીવનના ફળ થકી મરણ ન મટે ત્યારે,
તેનું ફળ શીદ ખઇએ; ( ૨ )
કર્યો ગુરૂને જ્યારે જીવન ન મળે ત્યારે;
તેનો બોધ શીદ લઇએ મુક્તિ.

૪ જગતથી ન્યારા અને પાપથી નિરાળા;
તેને ગુરૂ ખરા કહીએ ( ૨ )
પ્રભુ ઇસુ પાપીઓને મુક્તિ પમાડે;
તેને માની ચાલો લઇએ મુક્તિ.

## ૭૦ [ ૬૮ ] ખ્રીસ્તની પધરામણી

રાહ ગરબી

ભલે પધાર્યા મારા પ્રભુ ઇસુ મહારાજ;
તમને ભજીએ પુરા પ્રેમથીરે.—ટેક.

૧ પ્રીતિ પુષ્પના ગુંથ્યા અમે હાર;
તમને પ્રેમ કરી પહેરાવીએ રે. ભલે.

૨ પ્રેમ પાથરણાં પાથરીએ તમકાજ.
એથી આનંદ અમને થાય છેરે. ભલે.

૩ ઘણા વખતથી જોતા તમારીવાટ;
ક્યારે તારણ દાતા આવશો રે. ભલે.

૪ આજ અમારાં શુભ થયાં છે કાજ.
તમને જોઇ મનડાં હરખાય છે રે. ભલે.

૫ પ્રેમ ગાદીઓ મુકીએ હૃદય માંય;
સ્વામી તે ઉપર બિરાજશો રે. ભલે.

૬ કીધા અમોને પાવન તમે આજ;
તારણ થયું છે તમો થકીરે. ભલે.

---

## ૭૧ ( ૬૯ ) અંતર પાડનાર શત્રુ

( રાહ-રોકા તારો ખુમ છે હાડો. ]

ચાડી ટેવ મુકજો ટાળીરે, ઘણાવેએ મૂખં લબાડીરે-ટેક

.૧ કપટ મિત્રોમાં અંતરપડી, કરાવે ઝાઝુ વેર, (૨)

માંગાં સંબધીને લડાઇમારે, વતીને કાળો કેળ;
કરાવેએ મારા મારીરે, ચાડીટેવમુકજો ટાળીરે.–ઘણુ૦

૨ ચાડીઓ જન અહિંતહિં ફરી વધારીકરે વાત, (૨)
ગુપ્ત વાતોને પ્રગટ કરવા ભુંડે અધિખરજાત,
જીભ,હોઠનાખોસંભ ળીરે.ચાડીટેવમુકજોટાળીરે. ઘણુ૦

૩ પડેશીનો ચાડીગુપ્તમાં કરે,શ્રાપિતમાનોએજન.
દેવ તેઓનો નાશ કરેછે, વાત રાખો આ મન;
કરો નહિ કોઇની ચાડીરે, ચાડી ટેવ મુકજોટાળીરે ઘણુ.

૪ ઉત્તરનો પવન વરસાદ લાવે એવો જાણો ચાડી ખોર. (૧(
માણસનેકો ધીચઢેરાઉપજાવે, બોલાવેબીભત્સબોલ
વધારેશું કહું વિસ્તારીરે, ચ ડીટેવમુક જોટ ળીરે. ઘણુ
દોષ ઢાંકનાર પ્રીતિને શોધે, રાખો મોઢું સોમન (૨)
ભલી ભુંડી વાતોમનમાં રાખી, બનોસર્વ સુજ્ઞજન
આલોચિખ શાસ્ત્રનીસારીરે,ચાડીટેવ મુકજોટાળીરે.ઘણુ

---

## ૭૨ (૭૦) જગ સ્વાર્થી પ્રેમ

(રાગ – માગ પ્રભુના સ્તંભ શિવાય.)

જોયો જગસ્વાર્થીપ્રેમ, મુકાવે ઈશ્વરી નિયમ – ટેક

૧ સ્વાર્થ સાધવા પ્રેમદેખાડે, વાતોકરે બહુ મીઠી;
કામપોતાનું કાઢી લઇને, ફેરી દેએકદમ પ્રીતિ જોયો

૨ ખરી વાતોને ખોટી પડાવે, ખોટીને ખરી કરાવે;
દિવસને એતોરાત મનાવે, સમજુને કેમ કરી ફાવે જોયો

૩ સુધરીને સારા થએલા, તેઓને જોઈને બળે;
જગતી કામો કરાવવા માટે. તેઓની પાછળપડે જોયો;
૪ વડાઇ લેવા વરા કરેને, ધર્માદાનુ નામ પાડે;
પ્રભુનાનામેદાનમાગે ત્યારે, બ'નાંઘણુ' શોધીકાઢે —જોયો
૫ મોટા જનોને માન એ આપે નાન ન પડતા કરે;
પ્રભુ ઇસુનો નાનાની સેવા, સારી કરી એમ ગણે, —જોયો
૬ વગેદે નાતરૂ વગે ભલામણ. વગે કરે બધાં કામ.
વગવિનાના જનની પાસે માગે છે ભતો દામ, —જોયો.
૭ વગ સ્વાર્થ દુર કરીને દેવથી સૌજન ડરો.
ભુંડી ભાવના મુકી દઇને, સમદષ્ટિ મનમાં ધરો —જોયો

---

## ૭૩ [ ૭૧ ] મનુષ્યની ફરજો

[ રાહ—ગરબી નમ્રજનોનેદેવકૃપાઆપેછે)

આ જગતનું રૂપનથરોં;
પરમ રૂપમાં બદલાઓજીરે—ટેક

૧ સઘળાને પારખો સાફઆલી રાખો;
ભુંડાઇને દુર કરો જી રે. આ,
૨ એક બીજાને માન આપવુ;
દેવના ભયથી ડરવું જીરે. આ.
૩ નિંદા કરવાનું નિમિત ન આપો;
તેવા જન સુધારો જીરે આ,
૪ એક બીજાપર પ્રેમજ રાખો;
બીજું દેવું ના કરવું જીરે આ.
૫ જે, જે ભુંડું છે તેને ધિક્કરો.
સારૂં ગ્રહણ કરો જીરે. આ.

૬ અડીએલોને બોધ જઇ કરો;
બીકણુને હિંમત આપો જીરે. આ,
૭ સારી કરણીનો નમુનો આપી;
નિર્દોષીત દેખાડો જી રે. આ,
૮ દેવનુ ભયને આજ્ઞા પાલન,
મનુષ્યની ફરજ એછે જીરે. આ.

---

## ૭૭ [૭૨] ભવિષ્યની આસા

( રાહ—કેવો આનંદ મારો કેવો આનંદ )

કેવો આનંદથશે કેવોઆનંદ મારામુખે કહ્યોનજાય,
મહિમાવાન નગરને જોઇ, આનંદ ન માય.—ટેક.
૧ વિનાશી પણાને તરત, દૂર કરીશું;
અમર પણુ સદાનુ, પહેરી લઇશુ. કેવો.
૨ સુકૃત્યનોબદલોજરૂર, ત્યાંતો પામીશુ,
અવિનાશી મહેલમાં, જઇને રહીશુ. કેવો.
૩ અણુદીઠવસ્તુઓનજરો, નજર જોઇશું.
મન તણામનોરથ સર્વ, પુરા કરીશું, કેવો.
૪ પાપને મરણ સંતાપ, સર્વેવામીશુ.
ઈસુની કૃપાથીઅનંત જીવન પામીશુ, કેવો.
૫ ભુખ તરસનીચિન્તાનથી, કોઇ પ્રકારનુ દુઃખ
ખ્રીસ્તની દયાથી સર્વવાને; પુરૂસુખ, કેવો.
૬ ભાઇ પણામાં સગાંસંબંધીને મળીશુ
સેમાં થઇ પ્રભુબાપનો મહિમા કરીશું, કેવો

# અગાઉથી આશ્ચર્ય આપનાર

## ગ્રાહકનાં નામ.

| નામ. | સ્થળ. | રૂ. આ. | નકલો. |
|---|---|---|---|
| રેવ, મુળજી નાનાભાઈ | નાંદેજ | ૨ - ૭ - ૦ | ૧૨ |
| ડુંગરભાઈ નાનાભાઈ | રામોલ | ૨ - ૭ - ૦ | ૧૨ |
| ઈસુદાસ કહાનજી | અલીણા | ૨ - ૩ - ૬ | ૧૧ |
| દાજી દુધાભાઈ | સોડપુર | ૨ - ૦ - ૦ | ૧૦ |
| દિપસિંગ જુઝારભાઈ | પીપળાતા | ૨ - ૦ - ૦ | ૧૦ |
| દેવજી ગબડભાઈ | વીણા | ૨ - ૦ - ૦ | ૧૦ |
| મીઠાલાલ હરખાભાઈ | વડોદરા | ૨ - ૦ - ૦ | ૧૦ |
| એલીશા રામજીભાઈ | વાલ્લા | ૨ - ૦ - ૦ | ૧૦ |
| રેવ. પ્રભુદાસ પુંજાભાઈ | ચિતરસંડા | ૧ - ૦ - ૦ | ૫ |
| રેવ. જાનભાઈ બનાભાઈ | કઠલાલ | ૧ - ૦ - ૦ | ૫ |
| મગનલાલ અજુભાઈ | મુંબઈ | ૧ - ૦ - ૦ | ૫ |
| જુઠાભાઈ મીઠાભાઈ | ડુમરાલ | ૧ - ૦ - ૦ | ૫ |
| ધુળાભાઈ ભાંણાભાઈ | અમદાવાદ | ૧ - ૦ - ૦ | ૫ |
| નાનજી પુંજાભાઈ | ભાનેર | ૧ - ૦ - ૦ | ૫ |
| ખોડાભાઈ જીવાભાઈ | ડુમરાલ | ૧ - ૦ - ૦ | ૫ |
| આશીર્વાદ બી. રાઠોડ | નરસંડા | ૧ - ૦ - ૦ | ૫ |
| શંકરભાઈ રતનાભાઈ | પીપળાતા | ૧ - ૦ - ૦ | ૫ |
| ખેંગાર માનાભાઈ | વડોદરા | ૧ - ૦ - ૦ | ૫ |
| શામુએલ પાઉલભાઈ | ભાનેર | ૧ - ૦ - ૦ | ૫ |
| કુબેર ખાનાભાઈ | ડકુસર | ૧ - ૦ - ૦ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| મેઘજી | પ્રાગજી | રાસકા | ૧ - ૦ - ૦ | ૫ |
| કેશનાભાઈ | લાલાભાઈ | પીપળાતા | ૧ - ૦ - ૦ | ૫ |
| ચુંથાભાઈ | ડાહ્યાભાઈ | ભાનેર | ૧ - ૦ - ૦ | ૫ |
| ફુલજી | અમરાભાઈ | ડડુસર | ૧ - ૦ - ૦ | ૫ |
| મીઠાભાઈ | ભીખાભાઈ | ઉમરેઠ | ૧ - ૦ - ૦ | ૫ |
| સોમાભાઈ | ડાહ્યાભાઈ | ભાનેર | ૧ - ૦ - ૦ | ૫ |
| રણછોડલાલ | ભીખાભાઈ | પણસોરા | ૧ - ૦ - ૦ | ૫ |
| ચતુર | દેવજીભાઈ | ડડુસર | ૧ - ૦ - ૦ | ૫ |
| દાઉલ | પુંજાભાઈ | ઠામગા | ૧ - ૦ - ૦ | ૫ |
| દામાભાઈ | સુંદરભાઈ | પીપળાતા | ૧ - ૦ - ૦ | |
| ડાહ્યાભાઈ | વિશ્રામભાઈ | ભાનેર | ૧ - ૦ - ૦ | ૫ |
| ખુમાલભાઈ | નીરણભાઈ | ઠામગા | ૧ - ૦ - ૦ | ૫ |
| જીવાભાઈ | મથુર | ડડુસર | ૧ - ૦ - ૦ | ૫ |
| મેઘજી | પુંજાભાઈ | કુમગલ | ૧ - ૦ - ૦ | ૫ |
| જગજીવન | મેઘદાસ | કરશનપુરા | ૧ - ૦ - ૦ | ૫ |
| પીતર | લાલાભાઈ | અજલપુરા | ૧ - ૦ - ૦ | ૫ |
| વાલજી | પુંજાભાઈ | દાવડા | ૧ - ૦ - ૦ | ૫ |
| ગાંગા | જેઠાભાઈ | ભાનેર | ૧ - ૦ - ૦ | ૫ |
| પુંજાભાઈ | ગભાભાઈ | સણુગ | ૧ - ૦ - ૦ | ૫ |
| ગણેસ | ખુગાભાઈ | આખડોલ | ૧ - ૦ - ૦ | ૫ |
| વીરજી | પુંજાભાઈ | ઠરેની | ૧ - ૦ - ૦ | ૫ |
| લલ્લુ | વિશ્રામભાઈ | કુમરાલ | ૧ - ૦ - ૦ | ૫ |
| રામજી | આશીર્વાદ | નડીઆદ | ૧ - ૦ - ૦ | ૫ |
| હરીભાઈ | દલાભાઈ | ખુંટજ | ૧ - ૦ - ૦ | ૫ |
| માર્કભાઈ | રામજી | હીરાપુર | ૧ - ૦ - ૦ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| લક્ષ્મણ | ટીસાભાઈ | કાશીજાણુ | ૧ - ૦ - ૦ | ૫ |
| નાથાલાલ | મુરજી | વાંજોલ | ૧ - ૦ - ૦ | ૫ |
| ચુનીલાલ | લક્ષ્મણ | નડીઆદ | ૧ - ૦ - ૦ | ૫ |
| મોરારભાઈ | માધવલાલ | ડુમરાલ | ૧ - ૦ - ૦ | ૫ |
| સોમાભાઇ | પ્રેમાભાઈ | કેરીઆવી | ૧ - ૦ - ૦ | ૫ |
| રણછોડ | મોરારભાઇ | તોરણીઆ | ૧ - ૦ - ૦ | ૫ |
| વીઠ્ઠલ | શાંમાભાઇ | ભાનેર | ૧ - ૦ - ૦ | ૫ |
| રામજી | ત્રીકમભાઈ | વડથલ | ૧ - ૦ - ૦ | ૫ |
| પરસોતમ | મોરારભાઇ | વીણા | ૧ - ૦ - ૦ | ૫ |
| જોસેફ | શમુએલ | ખેરીઆવી | ૧ - ૦ - ૦ | ૫ |
| ભીખાભાઈ | બાબઈ | ડુમરાલ | ૦ - ૧૦ - ૬ | ૩ |
| રામજી | ધનાભાઈ | કેરીઆવી | ૦ - ૧૦ - ૬ | ૩ |
| મીઠાભાઇ | આશાભાઈ | કેરીઆવી | ૦ - ૧૦ - ૬ | ૩ |
| ભીખા | મીઠાભાઈ | ડુમરાલ | ૦ - ૭ - ૦ | ૨ |
| મોતીભાઇ | ડુંગરભાઇ | ગુતાલ | ૦ - ૭ - ૦ | ૨ |
| ધુળાભાઈ | હીરાભાઈ | ભાનેર | ૦ - ૭ - ૦ | ૨ |
| મથુરભાઈ | મનોરભાઈ | કેરીઆવી | ૦ - ૭ - ૦ | ૨ |
| શનાભાઈ | રણછોડભાઈ | ડડુસર | ૦ - ૭ - ૦ | ૨ |
| પી૦ એન પરમાર | | (પારડી,સુરત) | ૦ - ૭ - ૦ | ૨ |
| હીરાલાલ | લાલાભાઇ | પીપળાતા | ૦ - ૭ - ૦ | ૨ |
| ચોહાન બી. પરમાર | | જામનગર | ૦ - ૭ - ૦ | ૨ |

| | | | |
|---|---|---|---|
| શાંમાભાઇ નરશીભાઇ | કેરીઆલી | ૦ - ૭ - ૦ | ૨ |
| પુંજાભાઇ હરખાભાઇ | ઠામણા | ૦ - ૭ - ૦ | ૨ |
| સુલેમાન જેકુબભાઈ | રાજકોટ | ૦ - ૭ - ૦ | ૨ |
| હરખાભાઈ નાનજી | પીપલગ | ૦ - ૭ - ૦ | ૨ |
| ચતુરભાઇ ખાંનભાઈ | ઠામણા | ૦ - ૭ - ૦ | ૨ |
| કલ્યાણ ગુલાલભાઈ | નડીઆદ | ૦ - ૭ - ૦ | ૨ |
| શનાભાઈ ગબાભાઈ | ગનાડ | ૦ - ૭ - ૦ | ૨ |
| દાનીએલ બી. પરમાર | ભરૂચ | ૦ - ૭ - ૦ | ૨ |
| દલાભાઈ રણછોડભાઈ | બિલોદરા | ૦ ૭ - - | ૨ |
| ડાહ્યાભાઇ ભાણાભાઈ | ગોગાવાડા | ૦ - ૦ | ૨ |
| પ્રેમચંદ શનાભાઇ | મહુધા | ૦ - ૭ - ૦ | ૨ |
| શમુએલ ગણેસભાઈ | તોરણીઆ | ૦ - ૭ - ૦ | ૨ |
| મનસુખ માધવ | ડભોડા | ૦ - ૭ - ૦ | ૨ |
| માનજી વીરજી | જલુંદ્રા | ૦ - ૭ - ૦ | ૨ |

છુટક પ્રતોના ગ્રાહકનાં નામ ૧૭૯ આપ્યાં છે.

સમાપ્ત